૨૯૮૧

શેઠ સોરાબજી જમસેદજી જીજીભાઈના

ઈનામનો નિબંધ.

# स्थानिक स्व-राज्य.

આ નિબંધ

રા૦ સા૦ કેશવલાલ મોતીલાલ વકીલે

રચ્યો તે

ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીએ

છપાવી પ્રગટ કર્યો.

અમદાવાદ

આર્યોદય પ્રેસમાં છાપ્યો.

સંવત્ ૧૯૪૨—ઈ. સ. ૧૮૮૬.

કીમત આઠ આના.

# પ્રસ્તાવના.

આપણા દેશનાં શહેરસુધરાઇ અને લોકલફંડ ખાતાં-ઓનો વહિવટ પ્રથમ સરકારી અમલદારોની ઈચ્છા પ્રમાણે ચાલતો હતો, પરંતુ ભરતખંડના માજી લોકપ્રિય ગવરનર જનરલ અને વાઈસરાય નામદાર માર્ક્વિસ આવ રિપને તા. ૧૮મી. માહે મે સને ૧૮૮૨ના રોજનો એક ઠરાવ પ્રસિદ્ધ કરી એ ખાતાંના વહિવટ સંબંધી કેટલીક સત્તા લોકોને આપવા ફરમાવ્યું. આ ઉપરથી દરેક ઈલાકાની સરકારોએ પોતપોતાના તાબાની રૈયતને એ સત્તા કેટલી આપવી તે વિષે કાયદા કર્યાછે અને તે કાયદા પ્રમાણે હવે વહિવટ ચાલેછે. આ પ્રમાણે સ્થાનિક ફંડોનો વહિવટ કરવાનો જે અધિકાર લોકોને મળ્યો તે **'સ્થાનિક સ્વ-રાજ્ય'** કહેવાયછે. ઘણા માણસો એ સ્થાનિક સ્વરાજ્ય એટલે શું ? તથા તે ચલાવવાના સરકારે કેવા નિયમ કર્યાછે તે બરાબર જાણતા નથી. એટલુંજ નહિ, પણ કેટલાક તો એથી છેક અજાણ્યા છે. આવી અજ્ઞાનતા મટાડવા તથા સ્થાનિક સ્વ-રાજ્યની ખરી ખૂબીથી લોકોને જાણીતા કરવા માટે આ નિબંધ ગૂજરાત વર્નાક્યુલર સોસાઈટીએ શેઠ સોરાબજી જમસેદજી જીજીભાઈ પ્રાઇઝફંડનું રૂ ૨૦૦)નું ઇનામ આપીને રચાવ્યોછે. આમાં ઘણી હકીકત ગૂજરાત પ્રાંતને ઉપયોગની દાખલ કરાવી છે, કારણકે આ નિબંધની ભાષા ગૂજરાતી છે એટલે તેનો ઉપયોગ એ ભાષા વાપરનાર લોકો કરી શકશે.

ઘણી વખતે એવું બનેછે કે ગમે તેવું ઉપયોગી પુસ્તક પ્રગટ થાય પણ તેનો લાભ ગામડાંના ખેડુત વગેરે લોકોને મળી શકતો નથી. એ લોકોને વાંચવાનો તથા નવું જાણવાનો શોખ બહુ હોતો નથી, તેમાં પણ રાજદ્વારી બા-

બતવિષે તો તેઓ ઘણા બેદરકારી રહેછે. લોકલફંડ કમિ-
ટીના મેમ્બરો પસંદ કરવા માટે એવા લોકોને આપેલા હક
સંબંધી સમજનાર પ્રથમ બહુ થોડા હતા અને હજુપણ
ઘણાક તે બરાબર જાણતા નથી. ચૂંટણીના દિવસે ઠરાવેલી
જગાએ જઈ લાયક માણસને માટે મત આપવા જોઇએ
તેટલા જતા નથી અને જેટલા જાયછે તેમાંના કેટલાક તો
મુખી તલાટીના ઉપદેશ અને કહેવાને માન આપવા ખા-
તર એટલે જાણે કાંઈ સરકારી ફરજીઆત કામ કરવા ના-
ચાસે જતા હોય તેમ જાયછે અને જેમ બતાવે તેમ ફારમ
ભરી કે ભરાવી આપી જલદી છૂટા થઈ પાછા જવાને ટ-
મટમી રહેછે. આવા લોકોને સ્થાનિક સ્વ-રાજ્ય સંબંધી ખરી
વાત સમજાવી તેમને જાણીતા કરવા એ આ નિબંધ લ-
ખાવવાની મુખ્ય મતલબ છે. શહેરના અને કસ્બાના લોકોને
પણ આ નિબંધ ઓછો અગત્યનો નથી તોપણ તેઓ છેક
અજ્ઞાન દશામાં રહેલા નથી. વર્તમાનપત્રો ઉપરથી તથા
બીજાં કેટલાંક સાધનોથી થોડી ઘણી હકીકત એમના જા-
ણવામાં આવેછે, પણ ગામડાંના ખેડુતોને આવી બાબતો
જાણવાનાં સાધન બહુ થોડાં હોય છે. એ લોકોને આવી
બાબતો સમજાવવી એ તેમના ગામોના મહેતાજીઓ ઉપર
આધાર રાખેછે. મહેતાજીઓએ આવું કામ કરવું તે પોતાનું
કર્તવ્ય ગણવું જોઈએ. તેઓ ધારે તો આવા દરેક વિષયની
ચરચા પોતાના ગામના લોકોની રૂબરૂ કરી તેમને જાગૃત
કરી શકે. માટે દરેક મહેતાજીએ આ દેશહિતનું કામ કર-
વાને પોતાથી બનતો પ્રયત્ન કરવાની ભલામણ કરવામાં
આવેછે. મહેતાજીઓ ધારે તો દરેક જાતના સુધારા થોડા
શ્રમે બહુ સારી રીતે કરી શકે.

રાજકારી વહિવટ સંબંધી ઉપર ચોટિયું જ્ઞાન ઘણી

વખત બહુ ભૂલો કરાવેછે તથા અર્થનો અનર્થ નિપજાવેછે. માટે એવાં કામમાં ભાગ લેનાર દરેક માણસે તે સંબંધી નિયમો તથા રીતિ કૃતિનું પૂરતું જ્ઞાન મેળવવાની જરૂર છે. **સ્થાનિક સ્વ-રાજ્ય** એ એવા પ્રકારનું કામ છે અને તેથી તે સંબંધી જાણવા જોગ માહિતી મેળવવાને માટે દરેક માણસે આ નિબંધ લક્ષપૂર્વક વાંચવાની ભલામણ કરવામાં આવેછે.

હાલમાં મોટાં શહેર અને કસ્બાની દેશી ભાષા શીખવવાની નિશાળોનો વહિવટ ત્યાંની મ્યુનિસિપાલિટિઓને હસ્તક ચાલેછે. તેથી તેવી નિશાળોના વિદ્યાર્થીઓને ઈનામ આપવાનાં પુસ્તકોમાં આ પુસ્તકનો ઉપયોગ છૂટથી કરવો જોઇએ. તેમજ લોકલફંડ કમિટીઓએ પણ પોતાના તાબાની નિશાળોમાં તેમ કરવું જોઈએ. તે સાથે દરેક નિશાળના મહેતાજીને ભલામણ થવી જોઈએ કે તે પોતાની અનુકૂળતા પ્રમાણે આ બાબત ગામલોકોને સમજાવે.

મ્યુનિસિપાલિટિઓ અને લોકલફંડ ખાતાંઓનો વહિવટ સંતોષકારક ચલાવવા માટે એ ખાતાંના કામદારોને લોકોએ અંતઃકરણથી મદદ કરવી જોઈએ. એવી મદદ આપવાનું લોકો જ્યાંસુધી બરાબર નહિ શીખે ત્યાંસુધી તેમને પોતાને તથા વહિવટદારોને અડચણો વેઠવીજ પડશે. સાર્વજનિક આરોગ્યતા માટે રસ્તા, ઘર અને ખાવાપીવાના પદાર્થો વગેરે સ્વચ્છ અને જોઈએ તેવાં રાખવાને સુધરાઈ ખાતાવાળા કહેછે તે અજ્ઞાન માણસો ગણકારતા નથી અને પછી જ્યારે તેમની ઢીલાઇનો બદલો તેમને મળેછે ત્યારે મિથ્યા બડબડાટ કરી વહિવટદારોને વગોવેછે. આથી વહિવટદારો અને લોકોનાં મન ગળતાં નથી અને બંનેની મિશ્ર મહેનત અને ઉદ્યોગથી જે લાભ થવા જોઇએ તે નહિ

થતાં ઉલટું નુકસાન થાયછે. લોકો વહિવટદારોને પોતાના પ્રતિનિધિ અને હિતકર્તા સમજવાને બદલે અમલદાર જેવા જાણેછે એ વાત બહુ શોચનિય છે. એવા ભૂલ ભરેલા વિચારો દૂર કરાવી લોકોને ખરી વાત સમજાવવા દરેક દેશહિતેચ્છુ પુરૂષે પોતાનાથી બનતો પ્રયત્ન કરવો જોઇએ. મ્યુનિસિપાલિટિ અને લોકલફંડ કમિટીના, દરેક મેમ્બરનું એ મુખ્ય કર્તવ્ય છે. માથા ઉપર પાઘડી અને પાઘડીને લીધે માથું શોભે.

સરકારી અમલદારોની ભલામણથી અથવા લોકોની પસંદગીથી ગમે તે પ્રકારે જેઓ એ ખાતાંના મેમ્બર નિમાય છે તેમણે પોતાના અધિકારનો ઉપયોગ અમલદારી ભોગવવા કરતાં જે જોખમ ભરેલું સ્વદેશસેવાનું કામ તેમને સોંપવામાં આવેછે તે કામ સરકાર અને લોકો બંને રાજી રહે એવી રીતે ડહાપણપૂર્વક સ્વતંત્રતાથી કરવામાં તત્પર રહેવું જોઇએ. માન મેળવવા કે સાહેબી ભોગવવા માટેજ જેઓ એવાં ખાતાંમાં જોડાયછે તેઓ સ્થાનિક સ્વરાજ્યના શત્રુ સમાન છે. એવાઓના સ્વચ્છંદી કારભારથી લોકોને કંઇ લાભ થતો નથી તેમજ નામદાર સરકારની શુભ ધારણા પણ પાર પડતી નથી. માટે મ્યુનિસિપાલિટિ અથવા લોકલબોર્ડના મેમ્બર થવા ઇચ્છનાર દરેક ગૃહસ્થે પ્રથમ પોતાની યોગ્યતા, સ્વતંત્રતા અને અનુકૂળતાનો પૂરતો વિચાર કરીનેજ બહાર પડવું જોઈએ. શક્તિ અને અનુકૂળતા ઓછી છતાં લાગવગ કે એવાજ કોઇ બીજા કારણથી જેઓ મેમ્બર નિમાયછે તેઓ પાછળથી બહુ પસ્તાયછે. કારણકે જે માન મેળવવા માટે તેઓ આંધળીઆં કરેછે તે માન તેઓ મેળવી શકતા નથી પણ ઉલટી અપકીર્તિ અને ફજેતી વહોરી લેછે. એટલુંજ નહિ, પણ

બાંધી મૂઠી રાખવાથી જે ભારબોજ રહેલો હોયછે તે પણ ઘટી જાયછે. માટે મ્યુનિસિપાલ કમિશનર કે લોકલબોર્ડના મેમ્બર નિમાઇ રાવસાહેબ કહેવરાવવાનો લોભ રાખનારાઓએ પ્રથમ યોગ્યતા પ્રાપ્ત કરવી અને તે પછી એવી ઉમેદ રાખવી.

આસેસરો અને જ્યૂરરો પસંદ કરવાનું કામ કરનાર અમલદારોએ પણ લાયક માણસોને ચૂંટી કાઢવાની કાળજી રાખવાની બહુ જરૂર છે. ન્યાયના અતિ જોખમ ભર્યા કામમાં સલાહ આપનાર ગૃહસ્થોની યોગ્યતા માટે પૂરતી તપાસ કરી સરસીપારસ કે શરમને નહિ ગણકારીને નિમણુંકો કરવી જોઈએ. એમ થાય ત્યારેજ એ હક લોકોને આપવાની નામદાર સરકારની રૂડી ધારણા પાર પડે અને નિમાયલા માણસો પણ પોતાનું દૈવત દેખાડી શકે.

સ્થાનિક સ્વ-રાજ્યને માટે આ દેશના લોકો હજુ લાયક થયા નથી એમ કેટલાક અંગ્રેજ અમલદારો પ્રથમ માનતા અને હાલપણ એવા વિચારના કોઇકોઇ કદાપિ હશે. તેમનો એ વિચાર ફેરવાવવા માટે લોકોએ પોતાની શકિત શાબિત કરી બતાવવાની બહુ જરૂર છે. લોભ લાલચ કે લાગવગથી સ્વતંત્રતા છોડી દે એવા કનિષ્ટ વર્ગના માણસોને મ્યુનિસિપાલિટિના મેમ્બર પસંદ કરવાનો હક્ક કેટલેક સ્થળે મળેલોછે તે બહુ નુકસાનકારક છે. એવા લોકો લાયકી જોયા સિવાય ગમે તેવા બડેખાંઓને પોતાના પ્રતિનિધિ નીમેછે અને એવા પ્રતિનિધિઓ હિતશત્રુ જેવાઓના તેજમાં તણાઈ પોતાની નાલાયકી દેખાડેછે. આથી બીજા લાયક ગૃહસ્થોને પણ તેમના જોડીઆ ગણી છિદ્ર ખોળવાને ટમટમી રહેલા પોતાના અભિપ્રાયની પુષ્ટિનાં બણગાં ફૂંકવા મંડી જાયછે. હલકા વર્ગના માણસોથી એ પ્ર-

માણે અનહિત થાયછે, માટે મેમ્બર પસંદ કરવાનો હક્ક હાલમાં તો સારા ધંધાદારીઓને અને બીજા યોગ્ય સમજુ માણસો અને વિદ્વાનોને મળવો જોઇએ. એવા માણસો વિચાર કરીને લાયક મેમ્બરો નીમશે તો લોકોને માથે નાલાયકીનું ખોટું કલંક લગાડવા જે ફૂદાફૂદ કરતા હશે તેઓ આપોઆપ ઠેકાણે બેસશે અને સત્ય વાત સિદ્ધ થશે.

મહાત્મા નામદાર રિપન રાજેંદ્રે પોતાના ઠરાવમાં જણાવ્યુંછે તેમ પ્રથમ પ્રયાસે કદાપિ કોઇ કોઈ સ્થળના સ્થાનિકસ્વરાજ્યના કારભારીઓ વખતે ભૂલ કરે તો અનુભવી અમલદારોએ ડહાપણ અને માનથી વર્તી તેમને યોગ્ય સલાહ અને મદદ આપીને ખરે રસ્તે ચઢાવવા જોઇએ. એટલુંજ નહિ, પણ જે ઉદાર રાજનીતિના નિયમાનુસારે નામદાર સરકારે સ્થાનિક સ્વ-રાજ્યની બક્ષીસ લોકોને કરીછે તે નિયમ પ્રમાણે વર્તવવા વર્તાવવાને સહાયકારી થવું જોઇએ.

દરેક મ્યુનિસિપાલિટિ અને લોકલફંડ કમિટી જે જે વિચાર અને કામ કરે તે સર્વનો એહેવાલ તેમણે પ્રગટ કરી તેની નકલો અરસપરસને મોકલવી જોઈએ. એથી એક બીજાના વિચાર અને વહિવટ પદ્ધતિ સર્વના જાણવામાં આવશે અને તેના યોગે બીજાના મુકાબલે પોતાનામાં જે ખોડખાંપણ જણાશે તે સુધારવાનું તથા બીજાના સારા અને ઉપયોગી વિચાર તથા વહિવટનું અનુકરણ કરવાનું સર્વથી બની આવશે. એવા એહેવાલની નકલો જાહેર લખનારાઓને તથા લોકોને પણ વહેંચવી જોઈએ કે જેથી કરીને તેઓ એ ખાતાંઓના કામકાજ અને વહિવટથી જાણીતા થાય અને તેના સંબંધમાં પોતાને કાંઇ વિચાર જણાવવાના હોય તે જણાવે કે ભલામણ કરવાની હોય તો કરી શકે. સ્થાનિક સ્વ-રાજ્યનો કારભાર સં-

તોષકારક ચલાવવાને માટે આ પ્રમાણે કરવાની જરૂર છે.

મ્યુનિસિપાલિટિઓ અને લોકલબોર્ડોના અધિકારીઓનાં કર્તવ્ય ખુલાસાવાર જણાવવા માટે એ વિષયનું ઇલાયદુ પુસ્તક પ્રગટ થવાની બહુ જરૂર છે. અત્રે એ વિષે વિસ્તાર કરવાથી બહુ લંબાણ થઇ જાય માટે ઉપર સહજ સૂચન માત્ર કર્યુંછે.

મન ગમતું ભોજન તૈયાર પીરસેલું હોય પણ તેને પાત્રમાંથી લેઈ જમીએ તોજ તૃપ્તી થાય, માત્ર નજરે જોવાથી કાંઈ વળે નહિ. તેમજ રાજદ્વારી હક્ક આપવા નામદાર સરકાર તૈયાર હોય અને કેટલીક સત્તા આપી હોય પણ તે ઉઠાવી લઈ તેનો યોગ્ય ઉપયોગ કરીએ નહિ તો તેથી કંઇ કાર્ય સિદ્ધિ થાય નહિ. માટે સર્વ દેશીબંધુઓને નમ્રતાપૂર્વક વિનંતિ કરવામાં આવેછે કે તેમણે આ નિબંધ લક્ષપૂર્વક વાંચવો અને અજાણ્યા માણસોને એમાંની હકીકત સમજાવવી. એથી સ્થાનિક સ્વ-રાજ્ય એટલે શું ? અને હાલ તે આપણને કેવા રૂપમાં પ્રાપ્ત થયુંછે તે તથા તેનો વહિવટ કેવા પ્રકારે કરવો જોઈએ તે પ્રદર્શિત થશે.

ગૂ. વ. સોસાઇટીની ઓફીસ.
અમદાવાદ. આગસ્ટ સને ૧૮૮૬.

કૃપાશંકર દોલતરામ ત્રવાડી,
આસિસ્ટંટ સેક્રેટરી,ગૂ.વ. સોસાઈટી.



# અનુક્રમણિકા.

## ભાગ ૧ લો.

### राज्य.



## ભાગ ૨ જો.

### स्थानिक स्व-राज्य.



## ભાગ ૩ જો.

### वास्तविक स्थानिक स्व-राज्य.

## પરિશિષ્ટ ૧ લું.

### લોકલબોર્ડ.



## પરિશિષ્ટ ૨ જું.

### મ્યુનિસિપાલિટિ.

२८८१

# स्थानिक स्व-राज्य.

## ભાગ ૧ લો.

## राज्य.

### પ્રકરણ ૧ લું.

### રાજ્યની ઉત્પત્તિ અને શબ્દાર્થ.

સૃષ્ટિના પ્રારંભમાં સ્વાભાવિક સિવાય બીજા કોઇપણ પ્રકારના રાજ્યનો સંભવ નથી. પોતાની મરજીમાં આવે તેની સાથે રહેવું, પોતાની મરજીમાં આવે ત્યાં રહેવું, અને પોતાની મરજીમાં આવે તેવી રીતે રહેવું, એવો વહિવટ હોવો જોઈએ. પોતાના જેવાજ મનુષ્ય પ્રાણીને અથવા તેના કરેલા નિયમોને આધિન રહેવાનું હોતું જોઇએ નહિ. સૌ પોતે પોતાના અને પોતાના કુટુંબના રાજા હતા. કાળાંતરે મનુષ્યની એ સ્થિતિમાં ફેરફાર થયો. લોકોએ એક બીજાના સમાગમમાં રહેવું પસંદ કર્યું ને તેઓ ટોળે વળી રહેવા લાગ્યા. એક કરતાં વધારે મનુષ્ય ભેગાં થાય અને તે સર્વ ઉમર, જ્ઞાન અને ધનમાં સરખી સ્થિતિનાં હોઇ કોઇ કોઈને કાંઇ કહી શકે નહિ એવાં હોય, ત્યારે તેમના સામાન્ય સુખને સારૂ કંઇ નિયમોની અગત્ય જણાયછે. એ નિયમોને આધિન રહેતાં કદી કોઇને પોતાની જાતના કંઇક સુ-

ખનો ભોગ આપવો પડે, તો તે બીજાઓના સમાગમમાં રહેવાનું સુખ મેળવવા આપવો જોઇએ; તેથી તે આખા મંડળના સુખસારૂ જે નિયમો કરવામાં આવેછે તે નિયમોથી વખતે તેમાંના કેટલાકનું સુખ બરાબર સચવાતું નથી. પોતાનું સુખ ન સચવાય એવા નિયમો માણસ હમેશાં પોતાની ખુશીથી પાળતા નથી, એટલે એ નિયમો પળાવવા કંઇ સત્તાનો ખપ પડેછે. 'દેખે તેવું શીખે' એ કહેવત પ્રમાણે માણસ ચાલેછે, તેથી તેવે પ્રસંગે તે પોતાના કુટુંબનો દાખલો લે છે. કુટુંબમાં વૃદ્ધ અથવા શાણો માણસ હોય તેના કહેવા પ્રમાણે બધો વહિવટ ચાલેછે, એવું શિખેલા સ્વાભાવિક રીતે એવો વિચાર કરેછે કે આપણા ટોળામાંથી કોઇ વૃદ્ધ કે સુજ્ઞ હોય તેની સત્તાને આપણે આધિન થવું જોઇએ; તે આપણા હકક સાચવશે ને જ્યાં સાર્વજનિક વાત આવશે ત્યાં આપણને સાર્વજનિક નિયમો પ્રમાણે ચાલવા ફરજ પાડી આપણો એકત્ર લાભ સાચવશે. એ પ્રમાણે મનુષ્ય જાતમાં સત્તાવાળું મનુષ્ય થયું, તેનું નામ રાજા પડયું; ને તે જે સત્તા ધારણ કરે તેનું નામ રાજ્ય કહેવાયું.

'રાજા' અને 'રાજ્ય' એ બંને શબ્દો સંસ્કૃત ભાષાના છે, ને તેનો મૂળ ધાતુ *रंज् છે. એ ધાતુનો અર્થ 'રાજી રાખવું' એવો થાયછે, એટલે 'રાજા' શબ્દનો અર્થ 'રાજી કરનાર' કે 'રાજી રાખનાર' છે.

**रंजनात्खलुराजत्वं। प्रजानांपालनादपि॥**

**महाभारत.**

---

* **राज्** એટલે પ્રકાશવું એ ધાતુ પણ છે.

અર્થ.—પ્રજાનું રક્ષણ કરવું અને તેને રાજી રાખવી એ રાજત્વ છે. વળી મહા કવિ કાલિદાસે રઘુવંશના ચોથા સર્ગમાં કહ્યું છે કેઃ-

**यथामल्हादनाच्चन्द्रः । प्रतापात्तपनोयथा ॥**
**तथैवसोभूदन्वर्थो । राजाप्रकृतिरंजनात्॥१२॥**

અર્થ.—આનંદ પમાડે તે ચન્દ્ર, પ્રતાપવાળો તે તપન એટલે સૂર્ય કહેવાયછે, તે પ્રમાણે રૈયતને રાજી રાખનાર તે યથાર્થ રીતે રાજા કહેવાયછે.

એ ઉપરથી એ શબ્દના મૂળાર્થમાં કેટલો ઊંડો મર્મ રહેલો છે ને એકાદ મનુષ્યને રાજ્યપદ આપવાનો શો હેતુ છે તેનો કંઈક ભાવ આપણા મનમાં ઉત્પન્ન થાયછે. પ્રજા કે મંડળીના સુખને સારૂ તે પદવી સ્થાપવામાં આવેલી છે, માટે તેનું રક્ષણ કરી તેને રાજી રાખે તે રાજા.

હાલ એ અર્થ ઘણુંકરીને થોડાના સમજવામાં છે, ને તે અર્થ સમજી ચાલનાર તો ભાગ્યેજ દીઠામાં આવેછે. પૂર્વ જન્મનાં પૂણ્યને લીધે જે માણસનો રાજાને ઘેર જન્મ થયો તે રાજા છે, તેને ઈશ્વરે સત્તા કે અમલ ચલાવવા તથા વૈભવ ભોગવવા ઉત્પન્ન કરેલો છે; ને તેથી તે અમલ ચલાવે કે વૈભવ ભોગવે અને પ્રજાનું સુખ બિલકુલ જુએ નહિ, તેમ છતાં તેની રૈયતને તેમાં બોલવાનો કંઇ હક્ક નથી. એવા વિચારો હાલમાં રાજા વિષે પ્રસરેલા છે તે તદન ખોટા છે એમ સ્પષ્ટ જણાઇ આવેછે.

જેમ જેમ મનુષ્ય જાતિ સુધરતી ગઇ તેમ તેમ મૂળ સ્થિતિમાં ફેરફાર થતો ગયો. મનુષ્ય સ્વભાવનો ઘણો આધાર તેના મનની કેળવણી ઉપર છે. સારી કેળવણી નહિ હોવાથી ઘણી વખતે રાજા સાર્વજનિક હિતાહિતની વાત

સમજતા નથી ને કેવળ પોતાના સ્વાર્થ ઉપર ધ્યાન આપે-
છે. જ્યારે રાજા એમ બગડે, ત્યારે સંસાર બાંધી રહેવા
સારૂ પોતાના જે હક્કો છોડવાની જરૂર તે કરતાં અધિક
હક્ક તૂટવાથી અસંતોષી સુધરેલી પ્રજા તેની સામે થાય
ને તેની પાસેથી સત્તા પડાવી લે એ સ્વાભાવિક છે. પરંતુ
સત્તાધિકારીની જરૂર તો ખરી, તેથી પછી તે સત્તા પ્રજાના
મનની સ્થિતિ પ્રમાણે કેટલેક પ્રસંગે તેમનામાંના થોડા મા-
ણસોના હાથમાં રહેવા લાગી, કેટલેક પ્રસંગે ઘણાઓના હા-
થમાં રહેવા લાગી, ને કેટલેક પ્રસંગે તેમનામાંના ઘણા-
ખરાઓના અભિપ્રાયથી તે સત્તા વાપરવામાં આવે એવી
પણ ગોઠવણ થવા લાગી. એમ રાજ્યના અનેક પ્રકાર થયા.

---

## પ્રકરણ ૨ જું.

---

### રાજ્યના પ્રકાર.

#### સત્તા ( બળ ) અથવા ધનનું રાજ્ય.

'રાજાનું' એ રાજ્યનો પહેલો પ્રકાર છે. તેમાં એક
મનુષ્યના હાથમાં પૂર્ણ સત્તા અને અધિકાર હોયછે.

એકાદ પ્રજામાં જ્યારે 'બળિયાના બે ભાગ' એવો
વહિવટ હોયછે, ત્યારે તેમાં જે બહુ બળિયો ને અક્ક-
લવાળો હોયછે તે તેવી સત્તા ધારણ કરી બેસેછે ને રા-
જા બનેછે. રૈયતમાં તેની સામે થવાની તાકાત નથી હોતી,
ત્યારે તે તેના આધિન રહેછે. એ સત્તા તેના કુટુંબમાં પે-
ઢી ઉતાર ચાલી આવેછે. ચીન, રૂશીઆ, અફગાનીસ્તાન,
જાપાન, તુર્કસ્તાન આદિ દેશોમાં એ પ્રકારનું રાજ્ય છે.

મનુષ્ય એક વાર સ્વાર્થ સમજેછે એટલે ઘણી વખતે તે સ્વાર્થબુદ્ધિને વશ થઇ જાયછે ને તેવી મહાન્ સત્તાનો ઉપયોગ ઘણીવાર પોતાનો સ્વાર્થ સાધવામાં કરેછે. એકાદ મનુષ્યના હાથમાં પૂર્ણ અધિકાર હોવાથી મનુષ્ય-સ્વભાવ જોતાં એમ થયા વિના રહેતું નથી. પછી રાજ્યમાં બીજા લોકો પોતાના ધનબળથી કે બુદ્ધિબળથી સત્તાવાળા થાયછે, ત્યારે રાજાને થોડું નમવું પડેછે. તેવા માણસોને થોડી ઘણી સત્તાની, આબરૂની, કે ધન ( જમીન આદિ કાંઇ પણ ) ની લાલચ આપી રાજા તેમને પોતાના પક્ષમાં લેછે, તે રાજ્ય એક બીજાની સમ્મતિથી ચાલેછે. એનું નામ મિશ્ર-રાજ્ય છે

આ બંને પ્રકારના રાજ્યનું મૂળ સત્તા, ધન અથવા સત્તા અને ધન છે.

### બુદ્ધિ તથા ન્યાયનું રાજ્ય.

મનુષ્ય જેમ જેમ સુધરતો જાયછે, તેમ તેમ પોતાના ધર્મ અને પોતાના હક્કો સારી પેઠે સમજતો જાયછે. ન્યાયપૂર્વક સર્વ મનુષ્યને સરખા હક્ક છે, મનુષ્ય ઉપર મનુષ્યને સ્વાર્થ સારૂ સત્તા વાપરવાનો હક્ક નથી, સૃષ્ટિના નિભાવને બહાને એક માણસ સત્તાધિકારી થઇ બેસે એ વાજબી નથી, ને સૃષ્ટિના નિભાવ સારૂ સત્તા કે ધનના રાજ્યની જરૂર નથી, એ વાતો તેના સમજવામાં આવેછે; ને સમજવામાં આવેછે એટલે પોતાના હક્કો માગવા શિખે છે; અને કેટલેક દહાડે તે હક્કો મેળવવા શક્તિવાન થઇ મેળવેછે. જે કુટુંબનો રાજા તે બહાર મંડળીમાં પણ પોતાનો રાજા થાયછે. એક માણસ જે કર્તા હર્તા હતો, તેને બદલે પ્રજા કર્તા હર્તા થાયછે. પોતે જે પ્રજામાં રહેછે, તે પ્રજાને વર્તવાના નિયમો કરતાં ઘણુંકરીને દરેક મ-

નુષ્યને પૂછવામાં આવેછે. પ્રજામાં આવું રાજ્ય સ્થાપન થાયછે, તે 'સ્વ' એટલે પ્રજાનું પોતાનું રાજ્ય કહેવાય છે.

**સ્વ-રાજ્ય** એક પ્રકારનું હોતું નથી. કેટલેક ઠેકાણે ઘણુંકરીને પ્રજાના બધા માણસો રાજ્ય કરવામાં આવી જાય એવી ગોઠવણ હોયછે; કેટલેક ઠેકાણે તેઓમાંના ઘણાખરા પોતાની તરફના માણસો મોકલેછે, તેઓ તેમના ઉપર રાજ્ય કરેછે. અમેરિકા દેશમાં 'સંયુક્ત રાજ્યો' છે તેમનો અને ફ્રાન્સ દેશનો કારભાર એ પ્રમાણે ચાલેછે. એવાં રાજ્ય 'સ્વતંત્ર રાજ્ય' અથવા 'પ્રજા સત્તાક રાજ્ય' એ આદિ નામોથી ઓળખાયછે.

આવા પ્રકારના રાજ્યનું મૂળ ન્યાય અને બુદ્ધિ છે. એમાં સર્વ મનુષ્ય સમાન છે ને 'કોઇ મનુષ્યને પોતાના જેવાજ બીજા મનુષ્ય ઉપર અમલ કરવાનો હક્ક નથી' એ મહાન્ અને સ્વાભાવિક નિયમ માન્ય કરવામાં આવેછે, માટે તે ન્યાયનું રાજ્ય કહેવાયછે; ને બધા માણસો રાજ્ય કરવા ન જતાં પોતામાં જે ડાહ્યા ને હોશિયાર હોય તેમને ટાળી કાઢી તેમના હાથમાં રાજ્યની લગામ આપેછે તેથી તે બુદ્ધિનું રાજ્ય કહેવાયછે. એવા પ્રકારના રાજ્યમાં સત્તા મેળવવા બળનો અથવા *ધનનો ખપ નથી, પણ માત્ર બુદ્ધિનો ખપ છે.

પ્રજા જેવી સુધરેલી, તેવું તેમાં સ્વતંત્ર રાજ્ય સ્થાપન થાયછે. તેથી આ પ્રકારના રાજ્યમાં જુદાં જુદાં ભિ-

---

* કેટલેક ઠેકાણે એવી સત્તા મેળવવા ધનનો ઉપયોગ કરવામાં આવેછે, ને પ્રજામાંના કેટલાક અજ્ઞાન માણસો તેથી લલચાઇ પોતાના મુખત્યાર તરીકે સદરહુ ધન આપનારનું નામ લખેછે. પરંતુ એ વહિવટ દોષિત અને ધિક્કારવા યોગ્ય છે. જેમ જેમ પ્રજા કેળવાતી જશે, તેમ તેમ એવા એવા જે કંઇ દોષ હશે તે નાશ થવાનો સંભવ વધતો જશે.

નતાવાળા કેટલાક ભેદ છે, પરંતુ તે બધાનું વર્ણન આ પુ-
સ્તકમાં થઇ શકે તેમ નથી, કારણ કે આ પુસ્તકનો હે-
તુ જૂદો છે.

---

## પ્રકરણ ૩ જું.

### રાજ્યના હેતુ.

રાજ્યના હેતુ સામાન્ય રીતે ગણાવવાનું કામ બહુ અ
ઘરૂં છે. એ બાબતમાં ઘણો આધાર પ્રજાની સ્થિતિ ઉપર
છે. સુધરેલી પ્રજા કરતાં અણસુધરેલી પ્રજા ઉપર જે
રાજ્ય હોય, તેના ધર્મ ઘણા હોયછે. એમ છતાં પણ રા-
જ્ય સ્થાપવાના કેટલાક હેતુ સર્વ પ્રકારના રાજ્યમાં સામા-
ન્ય હોયછે તેવા મુખ્ય મુખ્ય અત્રે બતાવ્યા છે.

મંડળી બંધાવાથી રાજ્યની અગત્ય ઉત્પન્ન થઇ છે,
તેથી મંડળી એટલે એકાદ પ્રજાનો સારી રીતે નિભાવ ત-
થા રક્ષણ થાય અને તે પ્રજા સારી પેઠે સુખી થાય, એ
×એ રાજ્ય સ્થાપવાના મૂળ હેતુ છે.

એ હેતુ જે રાજ્યથી પાર પડી શકે, તેજ રાજ્યના
નામને યોગ્ય છે. રાજાએ સારામાં સારો વૈભવ ભોગવવો,
એશ આરામમાં પડી રહેવું, પુષ્કળ ધન પ્રાપ્ત કરવું ને તે
પ્રજા પ્રત્યેનો પોતાનો ધર્મ ભૂલી સ્વતઃસુખ પાછળ ખર્ચ-
વું, એવા હેતુથી રાજ્યની સ્થાપના થઇ નથી. એવા રાજા-
ઓ કદી પોતાની સત્તાથી, અથવા પોતાના મિત્ર, મળ-
તીઆ કે ઉપરી રાજ્યની સત્તાની મદદથી નભે, તોપણ તે-

---

× બે હેતુ. Order and Progress. મીલકૃત 'પ્રજા સત્તાક
રાજ્ય વિષે વિચાર' નું પુસ્તક જૂઓ.

થી રાજાની કે રાજ્યકર્તાની જવાબદારીમાં કાંઇ ફેર પ- ડતો નથી.

જે રાજ્યકર્તાઓ રાજ્યના ખરા હેતુ સમજતા નથી, ને પોતાને ઇશ્વર કૃપાથી રાજ્ય પ્રાપ્ત થયું છે માટે રાજ્ય- વૈભવ જેટલો ભોગવાય તેટલો ભોગવી લેવો એમ સમજે- છે, તેઓ પોતાની પ્રજાના સુખ દુઃખની દરકાર રાખી શકતા નથી, એટલે તેમનાથી રાજ્યનું યોગ્ય રક્ષણ થતું ન- થી. તેમની પ્રજાની બહુ ખરાબી થાયછે, પ્રજાનો તેમ- ના પ્રત્યે જે ભાવ હોયછે તે ઘટી જાયછે, તેમની સત્તા નિર્બળ થાયછે, તેમનું બળ ઓછું થઇ જાયછે, પ્રજા તે- મના પ્રત્યે ધિક્કાર બતાવેછે ને અંત્યે બળવત્તર થયે તે- મને તોડી પાડેછે; માટે રાજ્ય સ્થાપન કરવાના જે મૂળ હેતુ છે તે પાર પડવાથી જેમ પ્રજાનું હિત સચવાયછે, તે- મ રાજ્યકર્તાનું પણ સચવાયછે. એ હેતુ સાચવવા ઉપર રાજ્યકર્તા અને પ્રજા એ બંનેના નિભાવનો, રક્ષણનો, ત- થા સુખનો આધાર છે. આ વિષે મનુસ્મૃતિમાં નીચે પ્ર- માણે કહ્યું છેઃ—

**दंडोहिसुमहत्तेजोदुर्धरश्चाकृतात्मभिः ।**
**धर्माद्विचलितंहंतिनृपमेवसबांधवम् ॥**
**मोहाद्राजास्वराष्ट्रंयःकर्षयत्यनवेक्षया**
**सोऽचिराद्भ्रश्यतेराज्याज्जीवितांच्चसबांधवः॥**
**( सप्तमोऽध्याय. )**

અર્થ.—અધર્મી રાજા મહા તેજસ્વી દંડ ધારણ કરવા યોગ્ય નથી; તેથી ધર્મથી ચલિત રાજાનો તથા તેના કુટું- બનો નાશ થાયછે.

જે રાજા મોહ (અજ્ઞાન) ને લીધે જોયા વિના પોતા-

ના રાજ્યમાં પીડા ઉત્પન્ન કરેછે તે તાત્કાળ રાજ્યભ્રષ્ટ થ-ઇ પોતાના કુટુંબ સહિત નાશ પામે છે.

રાજ્ય સ્થાપવાના હેતુ ઘણા ગણાય, પરંતુ તે બધા-નો સમાસ ઉપર કહેલા બે હેતુમાં થાયછે. તેમાંના કેટ-લાક એવા છે કે મૂળ હેતુ સાચવવા તે ઉપર ધ્યાન આ-પવુંજ જોઈએ. એવા જે કાર્ય ઉપર રાજ્યની સ્થાપનાના મૂળ હેતુનો આધાર છે તે રાજ્યકર્તાના અગત્યના ધર્મ ગણાયછે.

પ્રજાના જાન, માલ અને સ્વતંત્રતાનું સારી રીતે ર-ક્ષણ કરવું, તેનું રક્ષણ થવા સારૂ યોગ્ય નિયમો તથા વ્ય-વસ્થા કરવી અને બરાબર બંદોબસ્ત રાખવો એ રાજ્ય-ધર્મ છે. કહ્યું છે કેઃ—

**वर्तितव्यमृकुरुश्रेष्ठ । सदाधर्मानुवर्तिना ॥**

**स्वप्रियंतुपरित्यज्य । यद्यल्लोकहितंभवेत् ॥**

**महाभारत.**

**प्रवर्ततांप्रकृतिहितायपार्थिवः ॥ शकुन्तला.**

અર્થ.—હે યુધિષ્ઠિર! સદા ધર્મથી વર્તજો. પોતાનું હિત તજીને પણ પ્રજાનું હિત કરવું.

રાજા પ્રજાના હિતને અર્થે પ્રવર્તો.

પ્રજા ઉપર નકામો બોજો હોય તે કાઢી નાંખવો, પ્ર-જામાં આળસુ, ભિક્ષુક તથા મફતનું ખાનાર હોય તેમને નાબુદ કરવા, પ્રજાનો માલ અયોગ્ય લાભથી કોઇ લેઈ ન લે એવો જાપતો રાખવો ને પ્રજામાંના ગરીબ કે બળહી-નને ધનાઢ્ય અથવા બળવાન પજવે નહિ એવો ન્યાય સ્થાપવો. મનુસ્મૃતિમાં કહ્યું છે કેઃ—

**यथोद्धरतिनिर्दाताकक्षंधान्यंचरक्षति ॥**

तथारक्ष न्नृपो राष्ट्रं हन्याच्च परिपंथिनः ॥

सप्तमोऽध्यायः

यथा सर्वाणि भूतानि धरा धारयते समम् ॥
तथा सर्वाणि भूतानि बिभ्रतः पार्थिवव्रतम्ः ॥

नवमोऽध्यायः

અર્થ.-જેમ ખેડુત ધાન્યનું રક્ષણ કરેછે ને તૃણ (નીંદામણ) ને ઉખાડી નાંખેછે, તેમ રાજાએ પોતાના રાજ્યમાં જે દુષ્ટ હોય તેમને હણવા ને સારા હોય તેમનું રક્ષણ કરવું.

જેમ સર્વ ભૂત (પ્રાણી અને પદાર્થ) ને પૃથ્વી સમાન રીતે ધારણ કરેછે, તેમ સર્વ ભૂતનું રાજાએ પણ સમાન રીતે રક્ષણ કરવું.

એ પ્રમાણે પ્રજાના રક્ષણ સારૂ ઉપર બતાવ્યા તે અને બીજા જેજે ઉપાય યોજવાની જરૂર જણાય તે ગોજવા, અને પ્રજાની સ્વતંત્રતા સાચવવામાં જે જે અડચણો નડતી હોય તે દૂર કરવી, એ આદિ અનેક નિયમો એ ધર્મ બજાવવા ધ્યાનમાં રાખવાની અગત્ય છે.

કેટલાંક કામો પ્રજાના સામાન્ય લાભ સારૂ કરવાની જરૂર હોયછે, પરંતુ તે એવાં હોયછે કે પ્રજામાંના કોઇ મનુષ્યથી એકલાથી નિપજી શકતાં નથી. તેવાં કામો રાજ્ય તરફથી થવાં જોઇએ; કેમકે જો રાજ્ય તરફથી કરવામાં ન આવે, તો પ્રજાને મંડળી બાંધી રહેવાનો કંઇ લાભ મળે નહિ ને તે પ્રજાનો નિભાવ થવો મુસ્કેલ થઇ પડે.

એ રીતે જો ધર્મ બજાવવામાં ન આવે તો પ્રજાનો નિભાવ અને રક્ષણ થઇ શકતાં નથી, તેથી રાજ્ય સ્થા-

પવાનો એક અગત્યનો હેતુ પાર પડતો નથી.

પ્રજા સારી પેઠે સુખી થાય અથવા પ્રજાના સુખની વૃદ્ધિ થાય, એ રાજ્ય સ્થાપવાનો બીજો અગત્યનો હેતુ છે; તે પાર પાડવા પણ કેટલાક ધર્મ બજાવવા પડેછે. લોકોની સ્વતંત્રતા વધે, તેમના વિચારનું બંધારણ ઊંચા પ્રકારનું થાય, તેમને સ્વતંત્ર વિચાર કરવાની છૂટ મળે ને તેમને સંસારિક સુખ ભોગવતાં જે અડચણો નડતી હોય તે દૂર થઇ તેવા સુખની વૃદ્ધિ થાય એવી રીતનું રાજ્યનું ધોરણ જોઇએ.

વળી દરેક રીતે દિનપર દિન પ્રજાની સ્થિતિ સુધરતી જાય એવા ઉપાય યોજતા રહેવું જોઇએ. તેમનાં મન અને તન કેળવાઇ સુધરે, પ્રજામાં ઉદ્યોગ, સંપ, સત્યતા, પ્રમાણિકપણું, ભ્રાતૃભાવ આદિ સદ્ગુણોનો હમેશા વધારો થતો જાય અને ઉંચા પ્રકારની વિદ્યા વધે, એમ યોજના કરવાની દરેક રાજ્યની ફરજ છે.

એ રીતે ધર્મ બજાવવામાં ન આવે, તો પ્રજાનાં સુખની વૃદ્ધિ થાય નહિ, તેથી રાજ્ય સ્થાપવાનો બીજો અગત્યનો મૂળ હેતુ પાર પડતો નથી.

જે રાજ્યકર્તાઓ એ મૂળ અગત્યના બે હેતુ ઉપર ધ્યાન આપતા નથી, અને તેથી ઉત્પન્ન થતા ઉપર બતાવેલા ધર્મ બજાવતા નથી, તેઓ ન્યાયપૂર્વક રાજ્યકર્તા નથી. રૈયત અજ્ઞાન અને નિર્બળ હોય તો તે એવા રાજ્યકર્તાની સત્તાને લાચારીથી આધિન થાયછે, પરંતુ અંત્યે એવી વર્તણુંકથી હાની થાયછે; માટે દરેક રાજ્યકર્તા પોતાના ધર્મ સમજી તે પ્રમાણે ચાલે, તો તેથી રાજા અને રૈયતના ઉભય પક્ષને લાભ છે.

# પ્રકરણ ૪ થું

## ભિન્ન ભિન્ન રાજ્યોમાં રાજ્ય-હેતુનો સંભવ.

જે પ્રકારના રાજ્યથી રાજ્ય સ્થાપવાના હેતુ સારી રીતે પાર પડવાનો સંભવ છે, તે રાજ્ય ઉત્તમ પ્રકારનું ગણાયછે.

મનુષ્યના સ્વભાવ સ્વાર્થને લીધે ભૂલવાને પાત્ર થાયછે; તેથી એક મનુષ્યના હાથમાં સત્તા હોય તો એ હેતુ પાર પડવાનો સંભવ ઓછો રહેછે; કેમકે પેઢી ઉતાર રાજ્યસત્તા સોંપવામાં આવેછે, ત્યારે તે કુટુંબના સર્વ રાજા ઊંચા પ્રકારના જ્ઞાનવાળા, ઊંચી બુદ્ધિવાળા, મહાન્ મનવાળા ને પોતાના ધર્મ બરાબર સમજનારા થશે એવી આશા રખાય નહિ. વળી રાજાને સત્તાની સાથે ધન પ્રાપ્ત થાયછે, ને સત્તા તથા ધનથી ઘણીવખત માણસમાં ગર્વ, વૈભવ અને આળસ ઉત્પન્ન થાયછે, તેથી ઘણાંક રાજ-કુટુંબ કાળાંતરે બગડેછે ને તેઓ પોતાની પદવીનો હેતુ ભૂલી જાયછે. એ પ્રમાણે પહેલા પ્રકારના રાજ્યથી એ હેતુ પાર પડવાનો સંભવ ઓછો રહેછે. ઈતિહાસ તથા દંતકથા ઉપરથી સર્વને માલૂમ છે, કે રાજાના રાજ્યથી સંતોષ પામીએ, એવા રાજા ભાગ્યે પેદા થાયછે. ઘણા રાજાઓ પોતાના ધર્મ સમજતા નથી; પોતાના સ્વાર્થ સારૂ પૈસો, સત્તા તથા વૈભવ મેળવવા પ્રયત્ન કર્યા કરેછે; પોતાનું રાજ્ય વધારવા અનેક ગરીબ માણસોનો ભોગ આપેછે; ને રૈયતના સુખ તરફ કંઇપણ ધ્યાન આપતા નથી. એવી રીતે રાજાઓ પોતાના ધર્મ પાળતા નથી, ને પોતાની સત્તાનું ઉલ્લંઘન કરેછે, ત્યારે પ્રજા સુધરેલી હોયછે તો તેની સામે થાયછે.

નેપોતાના વાજબી હકકો માગેછે. એવા દાખલાની કંઇ ખોટ નથી. ઈંગ્લાંડની પ્રજા ત્યાંના રાજાના જૂલમથી તેની સામે થઇ હતી, ને પોતાની સ્વતંત્રતા સાચવવા પ્રખ્યાત સ્વતંત્રતા–લેખ[૧] તેની પાસેથી કરાવી લીધો હતો. તેજ દેશના પહેલા ચાર્લ્સ રાજાનો જૂલમ અટકાવવા રૈયતે તેની સાથે યુદ્ધ કર્યું; તેમાં અંતે રાજા હાર્યો, રૈયતે રાજાનો ન્યાય કર્યો, ને તેને ફાંસી દેવાની શિક્ષા કરી મારી નાંખ્યો; અને ત્યારપછી આઠ દહાડામાં રાજાની પદવી તથા ઉમરાવોની સત્તા કાઢી નાંખી ઇંગ્લાંડમાં સ્વતંત્ર રાજ્યની સ્થાપના કરી.[૨] ત્યાંનાજ બીજા જેમ્સ રાજાને, જૂલમ કરવાથી રૈયત સામી થઇ એટલે રાજ્ય છોડી નાશી જવું પડયું હતું. ફ્રાન્સના સોળમા લુઇ રાજાને પણ રૈયતે ગરદન મારી ને ત્યાં સ્વતંત્ર રાજ્યની સ્થાપના કરી હતી.

એ હેતુ પાર પાડવાનો સંભવ રાજાના રાજ્ય કરતાં મિશ્ર રાજ્યથી વધારે છે. મિશ્ર રાજ્ય જૂદાજૂદા પ્રકારનાં હોયછે. ઇંગ્લાંડમાં રાજા, તે દેશના અમીરો તથા ધર્મ ગુરૂઓ અને રૈયત મળી રાજ્ય કરેછે. એ પ્રમાણે થવાથી એક બીજાના ઉપર દાબ રહેછે, એટલે કોઇથી પોતાની સત્તાનું ઉલ્લંઘન થઇ શકતું નથી, ને બહુધા રાજકારભાર ઠીક ચાલેછે. ઇંગ્લાંડમાં પણ પ્રથમ રાજાની સત્તા બહુ હતી. કેટલાક રાજાઓએ એ સત્તાનો ગેરઉપયોગ કર્યો, તેથી રૈયતે તેમની સામે થઇ પોતાના હકકો મેળવ્યા ને હાલની સ્થિતિ સંપાદન કરી. ત્યાં રાજસત્તા પેઢી ઉતાર છે, ને અમીર ઉમરાવો તથા ધર્મગુરૂઓના હકકો પણ ઘણુંકરીને એવાજ છે. પ્રજા રાજ્ય કરવામાં સામેલ છે, તે કાંઇ

---

૧ Magna Charta. ૨ આ રાજ્ય ઘણી મુદત સૂધી ચાલ્યું નથી.

બધી પ્રજા રાજસભામાં જતી નથી ને રાજવહિવટ ચ-લાવતાં બધાને કંઇ પૂછવામાં આવતું નથી; પણ પ્રજામાં-ના ઘણાક માણસોને રાજસભામાં બેસનારને પસંદ કર-વાનો હક્ક આપવામાં આવ્યો છે. તેઓ પોતામાંથી જેમને પ-સંદ કરે, તેટલા રાજસભામાં જાયછે ને રાજકારભારમાં તેમના અભિપ્રાય લેવામાં આવેછે. બીજા પ્રકારનાં મિશ્રરા-જ્ય કરતાં આ પ્રકારનું મિશ્રરાજ્ય સારૂં છે; કારણ કે તેમાં પ્રજાના હક્કો કેટલેક દરજ્જે માન્ય કરવામાં આવેછે ને તે-નું બંધારણ સ્વ-રાજ્યના ધોરણ ઉપર છે.

બીજા પ્રકારના મિશ્ર રાજ્યમાં રૈયતમાંના ઘણાજ થો-ડા માણસોને રાજા પસંદ કરી પોતાના મંત્રિ રાખેછે, ને થો-ડાકની એક રાજસભા સ્થાપેછે. એ મંત્રિઓને તથા રાજ-સભાને પૂછી વહિવટ ચલાવવામાં આવેછે, એટલે તે પ્રકાર-માં રૈયતમાંના ઘણાજ થોડા માણસોનો અભિપ્રાય આવેછે. એવાં રાજ્ય પૂર્વે આપણા દેશની સારી સ્થિતિના સમયમાં ચાલતાં હતાં. રાજા પોતાના મંત્રિઓ સિવાય પંડિતોની એ-ક સભા સ્થાપતા ને તેમને પૂછી ઘણોખરો કારભાર ચલા-વતા હતા. વિક્રમ અને ભોજ રાજાની રાજનીતિ એવી હતી. અર્વાચીન કાળમાં અકબરના સમયમાં પણ એવો વ-હિવટ ચાલતો.

એ બંને પ્રકારના મિશ્ર રાજ્યમાં પ્રજાનો કંઇક પણ અભિપ્રાય આવેછે; તેથી રાજા માત્ર પોતાના સ્વાર્થ તરફ દોડતા અટકેછે, એટલે રાજાના રાજ્ય કરતાં આવા પ્રકારના રાજ્યથી પ્રજાની સ્થિતિ સારી રહેછે અને રાજ્યના બંને હે-તુ સારી રીતે પાર પડવાનો સંભવ રહેછે.

રાજ્યના હેતુ વાસ્તવિક રીતે પાર પડે એવું ઉત્તમ પ્ર-કારનું રાજ્ય તો **સ્વ-રાજ્ય** છે. એ રાજ્ય પ્રજાનું હોવાથી,

આ રાજાનું અને આ રૈયતનું, એવો લાભનો ભેદ થવાનો સંભવ રહેતો નથી. પ્રજાના એટલે પોતાના સ્વાર્થ તરફ રાજકર્ત્તાની નજર રહેછે, તેથી રૈયતના સુખમાં કોઇ પ્રકારનો વાંધો આવતો નથી. માણસ જાણી જોઇને પોતાનું ભૂંડું ચહાતો કે કરતો નથી; તેથી પ્રજાના હાથમાં રાજસત્તા હોયછે, ત્યારે તે સર્વ પ્રકારે પોતાનું રૂડું થવાનો પ્રયત્ન કરે તેમાં કંઇ નવાઇ નથી; ને એ કારણથી તેવા રાજ્યથી પ્રજાનું જેટલું હિત સચવાય એટલું બીજા કોઇ પણ પ્રકારના રાજ્યથી સચવાવાનો સંભવ નથી.

પ્રજાનું રાજ્ય એટલે કંઇ આખી પ્રજા રાજ્ય કરવા જાયછે, અથવા આખી પ્રજાને પૂછી રાજકારભાર ચલાવવામાં આવેછે, એમ નથી. પ્રજા એવા હક્કની ઇચ્છા રાખે ને કાળાંતરે કોઇ પ્રજાને એવા હક્ક પ્રાપ્ત થાય, તો તેમાં કંઇ વિશેષ નથી; કારણ કે સર્વ મનુષ્યને સમાન હક્ક છે. પરંતુ દુનિઆમાંની કોઈ પણ પ્રજા એટલે દરજ્જે સુધરી હોય એમ જણાતું નથી. આ સમયમાં **સ્વ-રાજ્ય** કે **પ્રજા-રાજ્ય** કહેવાયછે તેનું બંધારણ એવું છે કે; પ્રજામાંના કેટલાક માણસો આખી પ્રજા ઉપર રાજ્ય ચલાવેછે અને તેઓ રાજકર્ત્તા કહેવાયછે. રૈયતમાંના જે લોકોને પોતાની તરફના માણસ પસંદ કરવાનો હક્ક મળ્યો હોય તે લોકો એ રાજ્ય કર્ત્તાઓને પસંદ કરેછે, તેથી તેઓ રાજકારભાર ચલાવવામાં પસંદ કરનારાઓના મુખત્યાર થાયછે.

એ પ્રમાણે પોતાના મુખત્યાર પસંદ કરવાનો હક્ક પ્રજામાંના જેઓ યોગ્ય માલૂમ પડેછે તેમને આપવામાં આવેછે. પ્રજામાં એવા માણસોની સંખ્યા જ્યારે મોટી હોયછે, ત્યારે સ્વ-રાજ્ય સારા પાયા ઉપર સ્થપાયછે. હાલનાંસ્વતંત્ર રાજ્યો એજ પદ્ધતિએ ચાલેછે.

રાજ્યનો સ્વાભાવિક પ્રકાર સ્વ-રાજ્ય છે. એ વાત ખરી છે કે સંસારની શરૂઆતમાં હાલના જેવા નિયમોથી રાજ્યનું બંધારણ બાંધવામાં આવતું નહિ હોય, પરંતુ તેટલા માટે એની મહતા કંઇ ઓછી થતી નથી.

એ પછી પ્રજાની અજ્ઞાનતા તથા નિર્બળતાનો લાભ લઇ તેમાંના બળિયા હતા તે રાજા થઇ બેઠા; પછી તેમનામાં અજ્ઞાનતા તથા નિર્બળતા પ્રસરતી ગઇ ને રૈયત સુધરતી ગઇ, તેમ તેમ તેમની સત્તા પ્રથમ કરતાં ઘટી જૂદા જૂદા પ્રકારનાં મિશ્ર રાજ્યોની સ્થાપના થઇ; ને અંતે પાછી તે સત્તા તૂટી સ્વ-રાજ્યની સ્થાપના થવા લાગીછે. એ પ્રમાણે કાળચક્ર ફર્યા કરેછે, એ વિચારતાં અગણિત બોધ પ્રાપ્ત થાયછે.

---

## ભાગ ૨ જો.

---

### સ્થાનિક સ્વ–રાજ્ય.

---

### પ્રકરણ ૧ લું.

---

#### સ્થાનિક સ્વ-રાજ્ય.

સ્વ-રાજ્યનું બંધારણ બરાબર સમજવામાં આવે, તો સ્થાનિકસ્વ–રાજ્યની નીતિ સમજવી કંઇ મુશ્કેલ નથી. સ્થાનિક એટલે કોઇપણ પ્રદેશનું કે સ્થળનું, અને સ્વ-રાજ્ય એટલે પોતાનું રાજ્ય; તે ઉપરથી સ્થાનિકસ્વ-રાજ્ય એટલે

કોઈપણ શહેર, ગામ કે પ્રદેશમાં, તે શહેર, ગામ કે પ્રદે-
શના લોકોનું પોતાનું રાજ્ય. એનો અર્થ શહેરે શહેરનું, ગા-
મે ગામનું, કે દેશે દેશનું રાજ્ય એવો થાયછે; તેથી તે
શહેરમાં, ગામમાં કે દેશમાં, તે શહેરના, ગામના કે દેશના
લોકનીજ સત્તા ને બીજા કોઇ મનુષ્યની નહિ, એમ સમ-
જવાનું નથી; ત્રણમાંના કોઇ પણ પ્રકારના રાજ્યમાં સ્થાનિ-
કસ્વ-રાજ્ય હોઇ શકે. કોઇપણ રાજ્યકર્ત્તા પોતાની પ્રજા
ઉપર રાજ્ય ચલાવતાં રાજ્યની અગત્યની બાબતોની સત્તા
પોતાના હાથમાં રાખી કેટલીક સત્તા પોતાના તાબામાં જે
શહેરો, ગામો તથા જીલ્લાઓ હોય, તે શહેરના, ગામના કે
જીલ્લાના લોકને આપેછે. તે લોકોને પોતાના શહેર, ગામ કે
જીલ્લાના લોકોનો ન્યાય કરવાનું, તેમની જમાંવસૂલ કરવાનું,
તેમના સુધારાનું, તેમને સુઘડ રાખવાનું, તેમની સુખાકારી
સાચવવાનું અને તેમના સુખનાં સાધનો વધારવાનું કામકાજ
કરવાનો અધિકાર આપવામાં આવેછે. તાલુકાના અથવા પ્ર-
ગણાના લોકોનું એવી જાતનું કામકાજ કરવાની સત્તા તાલુ-
કાના અથવા પ્રગણાના લોકોને હોયછે. એટલે જે જગાનાં
લોકોનું કામ કરવાનું છે, તેજ જગાના લોકો ન્યાય કરે અને
બીજાં કામ સારૂ પૈસા ઉપાર્જન કરે, તથા તેઓ પોતાની
મરજી પ્રમાણે તેવાં કામોમાં ખરચ કરે એવો વહિવટ ચાલેછે.

સ્વ-રાજ્યમાં જેમ દરેક માણસ રાજ્ય કરવા જતો ન-
થી, તેમ સ્થાનિકસ્વ-રાજ્યમાં પણ દરેક માણસ વહિવટ
કરવા જતો નથી. જે જગાએ સ્થાનિકસ્વ-રાજ્યની સ્થાપ-
ના કરવાની હોયછે, તે જગાના લોકોમાંથી લાયક માણસોને
પોતાની તરફથી વહિવટ કરનાર મુખત્યાર પસંદ કરવાનો હ-
કક આપવામાં આવેછે. તેઓ પોતાની તરફથી નિમવાના
મુખત્યારોને પસંદ કરી નામ લખી આપેછે, તેમાંથી જેઓ

નાં નામ વધારે માણસો લખે તેઓને નિમવામાં આવેછે. એ પ્રમાણે નિમાએલા ગૃહસ્થો, જેટલી સ્થાનિક બાબતોનો વહિવટ કરવાનો હોયછે, તેટલી બાબતોનો વહિવટ કરેછે.

જેમ સ્વ-રાજ્યના ભિન્ન ભિન્ન પ્રકાર છે, તેમ સ્થાનિક સ્વ-રાજ્યના પણ હોયછે. જ્યારે બધા વહિવટદારો રૈયતનાજ નિમેલા મુખત્યારો હોયછે, ત્યારે તે સ્થાનિકસ્વ-રાજ્ય ઉત્તમ પ્રકારનું થાયછે. એથી ઉતરતા પ્રકારનું મિશ્ર સ્થાનિક સ્વ-રાજ્ય છે. એમાં કેટલાક ગૃહસ્થોને પ્રજા પસંદ કરેછે, ને કેટલાકને રાજ્યકર્તા પસંદ કરેછે. એ બધા મળી સ્થાનિક બાબતોનો વહિવટ કરેછે.

સ્થાનિક કારભાર કરવા તે જગાના માણસો વધારે લાયક છે. કારણ કે પોતાની સુખાકારી સારૂ, પોતાના સુધારા સારૂ, અને વિદ્યાવૃદ્ધિ સારૂ શું શું કરવાની જરૂર છે તે જેટલું પોતાના દેશની કે ગામની સ્થિતિ, રીતભાત, રહેણી કરણી આદિ ઉપરથી તે જગાના લોકોને માલૂમ હોય તેટલું બીજી જગાના લોકોને માલૂમ હોવાનો સંભવ નથી. તેથી સ્થાનિક વહિવટ જે રીતે થવાની જરૂર તે રીતે તે જગાના લોકોથીજ થાયછે.

ન્યાય પણ સ્થાનિકસ્વ-રાજ્યના વહિવટથી વાજબી થવાનો સંભવ વધારે રહેછે. ન્યાય કરનારના તાલુકાનો કે શહેરનો માણસ ગુન્હેગાર હોય, અથવા તે તાલુકાના કે શહેરના બે પક્ષકારો વચ્ચે તકરાર હોય, ત્યારે તેમની સ્થિતિ, અને રીતભાત પોતાની અને બીજાઓની સાથે સરખાવી જોવાનો સારામાં સારો પ્રસંગ સ્થાનિક માણસોને છે; તેથી તેવી બધી બાબત ધ્યાનમાં રાખી તે જેવો ન્યાય કરી શકે તેવો બીજાથી બહુધા થતો નથી.

# પ્રકરણ ૨ જું.

## સ્થાનિક સ્વ-રાજ્યના લાભાલાભ.

### લાભ.

સ્થાનિક સ્વ-રાજ્યના લાભાલાભનો વિચાર કરવાનું કામ કંઇ સહેલું નથી, તોપણ એકંદર વિચાર કરતાં એમ જણાયછે કે તેથી ગેરલાભ કરતાં લાભ વધારે છે.

પ્રથમ અને મોટામાં મોટો લાભ એ છે કે જે જગાના લોકોના હિત સારૂ કામ કરવાનું હોયછે તે જગાના લોકોનો લાભ કિયા કામમાં છે તે એ લોકોજ સારી રીતે જાણી શકે; ને તેથી તેમના કહેવા પ્રમાણે વર્તવાથી તેમનું હિત સારામાં સારી રીતે સાચવી શકાયછે.

બીજો લાભ એ છે કે એ પ્રમાણે પ્રજાના વિચારને વજન આપવામાં આવે અને તેમનું હિત તેમની મરજી પ્રમાણે સચવાય, ત્યારે તે પ્રજા એવા હક્ક આપનાર રાજ્યકર્તાથી સંતોષી રહે, એમાં કંઇ નવાઇ નથી; એથી રાજ્યકર્તા અને પ્રજા વચ્ચે સ્નેહ વધતો જાયછે ને રાજ્યનું બંધારણ મજબૂત થતું જાયછે.

ત્રીજો લાભ એ છે કે મનુષ્ય માત્રને સમાન હક્ક છે, તેથી મનુષ્ય માત્રને સમાન સ્વતંત્રતા તથા સમાન બંધન હોવું જોઇએ. એ મહાન્ નિયમ કેટલેક દરજ્જે સ્થાનિક સ્વરાજ્યથી સચવાયછે; ને જેમ જેમ એ પદ્ધતિ વિસ્તાર પામતી જાય, તેમ તેમ એ નિયમ સંપૂર્ણ રીતે અમલમાં આવવાની આશા વધતી જાયછે.

ચોથો લાભ એ છે કે જ્યારે રાજ્યની લગામ એક કે થોડા માણસોના હાથમાં રહેછે. ત્યારે પ્રજાને સાર્વજનિક વિચાર કરવાનો પ્રસંગ મળતો નથી; તેથી મનુષ્ય-સ્વભાવ પ્રમાણે તે પ્રજા સાર્વજનિક કાર્ય અને સાર્વજનિક હિતાહિતની વાત ભૂલી જઈ સ્વસ્વાર્થમાં પચી રહેછે. એવી પ્રજાને સ્થાનિક કાર્યોનો વહિવટ કરવાનું સોંપવામાં આવે, તો તેથી સંસારનું બંધારણ શું છે, સંસારમાં રહેવા સારૂ કેટલી અડચણો વેઠવા દરેક મનુષ્યે તૈયાર રહેવું જોઇએ, સાર્વજનિક હિતાહિત શેમાં છે, આપણા હક્કો શા છે ને તે શી રીતે મેળવી શકાય, રાજવહિવટ માથે પડે તો તે શી રીતે ચલાવાય, એ આદિ અનેક ઉપયોગી બાબતો પ્રજાના જાણવામાં આવેછે.

પાંચમો લાભ એ છે કે રાજ્ય સ્થાપવાના મુખ્ય જે બે હેતુ કહેવામાં આવ્યાછે તે બંને હેતુ એથી પાર પડવાનો સંભવ વધારે રહેછે. પ્રજાનો નિભાવ તથા રક્ષણ કરવાનું અને પોતે સુખી થવાનું કામ જો પ્રજાના પોતાના હાથમાં હોય, તો તે જેવો પોતાનો નિભાવ તથા રક્ષણ કરે અને સુખ સાધ્ય કરી શકે તેવું બીજાથી ભાગ્યેજ થાય.

છઠ્ઠો લાભ એ છે કે એ પ્રમાણે પ્રજાના હાથમાં જેટલો કારભાર સોંપવામાં આવેછે તેટલો કારભાર ચલાવવા રાજ્યકર્તાને નોકર ચાકરો રાખી ખરચ કરવાની જરૂર પડતી નથી; તેથી પ્રજાને માથેથી તેટલા ખર્ચનો બોજો ઓછો થાયછે.

સાતમો લાભ એ છે કે કેટલેક દરજ્જે બધી પ્રજાનો રાજકારભારમાં હિસ્સો છે એમ કહેવાયછે ને તેથી પ્રજામાંના દરેક મનુષ્યના મનમાં સ્વાભાવિક રીતે એમ આવેછે કે મને આટલું કામ સોંપ્યુંછે તો મારે તે કરવા લાયક થવું જોઇએ; તેથી તેને તેવા વિષયમાં પોતાનું મન ઘાલવું પડેછે.

આથી કરીને તેના મનને સારી કેળવણી મળેછે ને તે સંસાર નિભાવવા યોગ્ય થાયછે.

આઠમો લાભ એ છે કે બહુધા દરેક મનુષ્યને રાજ-નીતિ શું છે, રાજકારભાર કેમ ચલાવાયછે, એ આદિ બા-બતોનું જ્ઞાન મેળવવાનો આ એક રસ્તો છે.

. અલાભ.

દરેક વસ્તુમાં લાભાલાભ છે. કોઇ વસ્તુ સંપૂર્ણ છે એમ કહીએ તો તે યથાર્થ નહિ કહેવાય. પરંતુ જ્યારે કોઇ વસ્તુનો વિચાર કરતા હોઇએ, ત્યારે તે વસ્તુથી લાભ વધારે છે, કે ગેરલાભ વધારે છે, એ જોવાનું છે. જો લાભ વધારે હોય તો તે વસ્તુ સારી કહેવાય, ને ગેરલાભ વધારે હોય તો તે ન-ઠારી કહેવાયછે. તે પ્રમાણે વિચારતાં સ્થાનિક સ્વ-રાજ્યમાં ગેરલાભ કરતાં લાભ કંઇ વિશેષ હોય એમ લાગેછે, માટે તે રાજનીતિને સર્વ સારા મનુષ્યો ચાહ્ય છે અને મેળવવા ઇચ્છેછે. એમ છતાં એ રાજનીતિમાં જે દોષ છે તે નીચે બતાવ્યા છે.

પહેલો દોષ એ છે કે રાજવહિવટ સારી કે નઠારી રીતે ચાલવાનો આધાર રાજ્યકર્તા ઉપર છે, ને સદરહુ રાજ-નીતિમાં રાજકર્તા, લોકોની મરજી પ્રમાણે નિમવાના, તેથી હમેશાં તેઓ સારા આવશે એવી ખાત્રી થઇ શકે નહિ; માટે જે વખતે રાજ્યકર્તા સારા નિમાયા ન હોય, તે વખતે રાજ્ય સારૂં ચાલે નહિ ને તેથી પ્રજાનું સુખ સચવાય નહિ;

બીજો દોષ એ છે કે સદરહુ રાજનીતિમાં રાજ્ય-કર્તા ઘણી ટૂંકી ટૂંકી મુદ્દતે બદલાયછે, તેથી એક રાજસ-ભાએ કંઇ કામ પસંદ કરી તે શરૂ કર્યું હોયને ત્યાર પછી જે રાજસભા નિમાય તેને તે પસંદ ન આવે તો તે કા-મ ગમે તેવું સારૂં છતાં પણ ન થાય. એટલુંજ નહિ, પરંતુ

પ્રથમ શરૂ કરતાં જે ખર્ચ થયું હોય તે પણ બરબાદ જાયછે ને તેટલો નકામો બોજો રૈયત ઉપર પડેછે.

ત્રીજો દોષ એ છે કે જે લોકોને પસંદ કરવાનો હક્ક છે, તેઓ હમેશાં સારા માણસોને પસંદ કરે, એમ બનવું મુસ્કેલ છે. મનુષ્ય ઉપર સ્વાર્થનું પ્રબળ ઘણું છે, તેથી સર્વ પસંદ કરનારા સ્વાર્થ કોરે મૂકી પસંદગી કરશે એમ ધારી શકાતું નથી. એટલે પસંદ કરનારા સ્વાર્થને લીધે વખતે પોતાના સગાને, સ્નેહિને અથવા પોતાનું કે પોતાની ટોળીનું કામ કરવાનું જે કહેતા કે વચન આપતા હોય તેમને પસંદ કરેછે. આથી સાર્વજનિક હિત સચવાતું નથી.

આ અને એથી ઉત્પન્ન થતા બીજા દોષ છે, પરંતુ પહેલા અને બીજા પ્રકારના રાજ્યમાં તે દોષ નથી અને આમાં છે, એમ કહેવાનો હેતુ નથી. એ બંને પ્રકારના રાજ્યમાં આ કરતાં વધારે અને મોટા દોષ છે, તેટલાજ માટે તે કરતાં આ રાજ્ય ઉત્તમ પ્રકારનું ગણાયછે.

આ રાજનીતિના કેટલાક દોષ એવા છે કે તેને રાજનીતિના દોષ કહેવા એ વાજબી નથી. કેમકે રાજ્યકર્તા સારા કે નઠારા નિમવાનો અખત્યાર રૈયતનો છે, તેથી રૈયત જેમ વધારે સમજુ અને જ્ઞાની હોય તેમ માણસો બહુધા સારા નિમાવાનો સંભવ વધારે રહેછે; માટે આવા પ્રકારનું રાજ્ય સારૂં કે નરતું નિવડવાનો આધાર પ્રજાની વિદ્યા, તેનું જ્ઞાન અને તેની બુદ્ધિ ઉપર આધાર રાખેછે.

તે ઉપરથી કેટલાક એમ કહેછે કે જે પ્રજામાં વિદ્યા, તથા જ્ઞાનનો સારો પ્રસાર ન હોય તે પ્રજા આવા પ્રકારના રાજ્યને લાયક નથી, માટે તેવી પ્રજાને આવા પ્રકારનું રાજ્ય સોંપવું ન જોઇએ. ઉપરચોટીઆ વિચાર કરતાં એ કહેવું કેટલેક દરજ્જે યથાર્થ લાગેછે, પરંતુ ઊંડો વિચાર

કરતાં એ પ્રતિપક્ષ માન્ય કરી શકાતો નથી. કેમકે સ્વ-રાજ્ય કે સ્થાનિક સ્વ-રાજ્ય સારી રીતે ભોગવવા યોગ્ય થાય એટલી વિદ્યા, જ્ઞાન, તથા બુદ્ધિ કોઇ પ્રજા સંપાદન કરે ત્યારે તે પ્રજાને તેવું રાજ્ય સોંપવું એવો નિયમ કરીએ તો ઘણું-કરીને કોઇ પ્રજાને તેવું રાજ્ય કરવાનો સમય આવે નહિ. કારણ કે દરેક પસંદ કરનારમાં એટલી વિદ્યા, જ્ઞાન તથા બુદ્ધિ એ આવવાં જોઇએ, એટલે પ્રજામાંના ઘણાખરા એટલા વિદ્વાન, જ્ઞાનવાન અને બુદ્ધિવાન થવા જોઈએ. એ બનવું ઘણું મુશ્કેલ છે, ને જ્યાંસુધી બધા પસંદ કરનારા એવા ન થાય, ત્યાંસુધી પ્રજા એટલે દરજ્જે પહોંચી શી રીતે કહેવાય?

પરંતુ સારી વાત તો એ છે કે કોઇ પણ પ્રજાને એ રાજ્ય સોંપવામાં બહુ હરકત માનવા જેવું નથી. કદી પ્રજા લાયક ના હોય તો શરૂઆતમાં થોડી અડચણો પડે ને વખતે રાજ્ય અવ્યવસ્થિત થવાનો સંભવ પણ રહે; પરંતુ પ્રજાને માથે પડ્યા પછી તે જલદીથી પોતાની નાલાયકી જાણશે ને તેથી લાયક થવાને પ્રયત્ન કરશે, એટલે તેને લાયક થતાં વાર લાગવાની નહિ. મનુષ્ય-સ્વભાવ એવો છે કે જે કામ તેને કરવાનું હોયછે તે ઉપર તેનું ચિત્ત ઝટ ચોટેછે ને જે કરવાનું નથી પણ માત્ર વિચારવાનું છે તે ઉપર કેટલાકનું ચિત્ત બિલકુલ ચોટતું નથી, ને કેટલાકનું ચોટેછે તો બહુ મોડું ચોટેછે; તેથી માથે પડેલું કામ માણસ જલદીથી શીખેછે એ સિદ્ધાંત છે. સબબ કોઇ પણ પ્રજા એ રાજનીતિને લાયક નથી એમ કહેવું વાજબી નથી. એક બાળક તોતડું તોતડું બોલેછે, માટે તે વાંચતાં લખતાં શીખવાને લાયક નથી એમ આપણે માનતા નથી. તેને શીખવવાનો પ્રયત્ન કરીએ છીએ ને અંતે તે બાળક શીખેછે ને વિદ્વાન થાયછે. તે પ્રમાણે આ બાબતમાં પણ પ્રજા ગમે તેવી નાલા-

યક હશે પરંતુ તેને માથે વહિવટ નાંખવાથી તે જલદીથી લાયક થશે. માટે નાલાયક પ્રજાને પણ એ રાજનીતિ લાયક છે.

## પ્રકરણ ૩ જું.

### હિંદુસ્તાનમાં સ્થાનિક સ્વ-રાજય.

#### પ્રાચીન કાળ.

આપણા દેશમાં ઘણા કાળથી બહુધા પહેલા પ્રકારનું એટલે રાજાનું રાજ્ય ચાલ્યું આવેછે; તેથી તેમાં સ્વ-રાજ્ય કે સ્થાનિક સ્વ-રાજ્ય હોવાની વાત ઉપરચોટીઆ વિચાર કરનારને આશ્ચર્યકારક લાગેછે. પરંતુ તે બાબત ગંભીરાઇથી વિચાર કરતાં માલૂમ પડશે કે એ વાતમાં આશ્ચર્ય કંઇ નથી.

પૂર્વે આ દેશની પ્રજા હાલની પ્રજા જેવી ન હોતી. તે પ્રજામાં વિદ્યાની વૃદ્ધિ ઘણી હોવાથી સર્વ વિષયમાં ઉત્તમ તર્ક કરનારા થયાછે ને તેઓએ મોટા મોટા ને વિદ્વત્તાવાળા ગ્રંથો રચ્યાછે. તેમ છતાં તેવી પ્રજા રાજાના રાજ્યથી સંતોષી રહે, એ સામાન્ય નિયમથી વિરૂદ્ધ છે. પરંતુ એ વિરૂદ્ધતા થઇ એનાં બહુ વજનદાર કારણો છે. તે વખતના રાજા પણ મોટા મનના, પરોપકારી ને પ્રજાવત્સળ હોવાથી તેઓ પોતાની પ્રજાને રાજી રાખવા સદા પ્રયત્ન કરતા હતા. તેઓ પોતાના વૈભવ કે સુખ કરતાં પ્રજાના વૈભવ ને સુખ સાચવવા વધારે કાળજી રાખતા, અને પોતાની સત્તાનો ઉપયોગ એવી રીતે કરતા કે પ્રજાને પરતંત્રતાનો અંકુશ વાગતો નહોતો. આથી પ્રજા પણ ઉદાર દિલથી તેમના રા-

જયને મદદ આપતી. તે સમયના રાજાઓ રાજસભામાં વિદ્વાનોને બહુ સન્માન આપતા, તેમને પૂછીને રાજકારભાર ચલાવવામાં આવતો, ને સ્વતંત્ર રાજ્યમાં જેવી તેમની આબરૂ તથા સ્વતંત્રતા સચવાય તેવી ઘણુંકરીને રાજાના રાજ્ય દરબારમાં પણ સચવાય એટલે તેમના મનમાં એ રાજ્ય વિષે અરૂચિ ઉત્પન્ન થવાનો સમય બહુધા આવતો નહિ; ને બીજા લોકોની સ્વતંત્રતા પણ વિદ્વાનોના મત પ્રમાણે રાજાએ ચાલવાથી સચવાતી એટલે તેઓ પણ સંતોષી રહેતા.

મનુસ્મૃતિમાં કહ્યુ છે કેઃ—

**स्वादनाद्वर्णसंसर्गात्त्वबलानांचरक्षणात् ।**
**बलंसंजायतेराज्ञःसप्रेत्येहचवर्धते ॥**

અર્થઃ—ન્યાયથી ધન લીધાથી, ધર્મ પ્રમાણે વર્ત્યાથી, દુર્બલનું રક્ષણ કર્યાથી, રાજાનું બળ વધેછે અને તેની આ લોકમાં અને પરલોકમાં વૃદ્ધિ થાયછે.

**पिताचार्यःसुहृन्माताभार्यापुत्रःपुरोहितः ।**
**नादंड्योनामराज्ञोऽस्तियःस्वधर्मेनतिष्ठति ॥**

અર્થઃ—પિતા, આચાર્ય, મિત્ર, માતા, સ્ત્રી, પુત્ર, ગોર હોય પણ તે જો સ્વધર્મ પ્રમાણે ચાલતાં ના હોય તો રાજાએ તેમને દંડ ન દેવો એમ નથી; અર્થાત્ તેમને પણ દંડ દેવો.

વળી રામચંદ્રજીને વશિષ્ટ મુનીએ રાજધર્મનો ઉપદેશ કરતાં કહ્યું છે કેઃ—

**युक्तःप्रजानामनुरञ्जनेस्या ।**
**स्तस्माद्यशोयत्परमंधनंवः ॥**

**उत्तररामचरित.**

અર્થઃ—રાજાનું ધન અને રાજાનો યશ તે પ્રજાનું રંજન એટલે કલ્યાણ કરવામાંજ છે એ વાત તમે સદા યાદ રાખજો.

તેજ પુસ્તકમાં એક ઠેકાણે રામચંદ્રજીએ કહ્યું છે કેઃ—

**सताङ्केनापिकार्येण लोकस्याराधनंव्रतं ।**

**यत्पूरितंहितातेन माञ्चप्राणाश्चमुञ्चता॥**

અર્થઃ—કોઇ પણ કામમાં લોકનું કલ્યાણ કરવું એજ સત પુરૂષોનો ધર્મ છે. જે ધર્મ સિદ્ધ કરવા મારા પિતાએ મારો અને પોતાના પ્રાણનો પણ ત્યાગ કર્યો છે.

તે સમયના રાજાઓ રાજધર્મ કેવા સમજતા તે આ વચનોથી જણાઈ આવેછે. હવે રાજવહિવટ કિયા ધોરણ ઉપર ચલાવતા તે બતાવવા થોડાક શ્લોક શિષ્ટ ગ્રંથોમાંથી નીચે લખ્યા છે.—

**श्रुताध्ययनसंपन्न, धर्मज्ञासत्यवादिनः ।**

**राज्ञासभासदःकार्या, रिपौमित्रेचयेसभाः ॥**

**मिताक्षरा.**

અર્થઃ—જેણે બહુ સાંભળ્યું હોય, અને જેણે બહુ અભ્યાસ કર્યો હોય, જે પોતાનો ધર્મ શો છે તે જાણતો હોય, જે સત્યવાદી છે, અને જે મિત્ર અને શત્રુને સમાન ગણી ન્યાયે વર્તે છે, તેનેજ રાજાએ કારભારી કરવો.

**मौलानशास्त्रविदःशूरान्**

**लब्धलक्षान्कुलोद्गतान् ।**

**सचिवान्सप्तचाष्टौवा**

**प्रकुर्वीत परीक्षितान् ॥ मनुस्मृति.**

અર્થઃ—રાજાએ સદ્‌ગુણી, શાસ્ત્ર જાણનાર, વિદ્વાન, શૂરો, લક્ષ રાખનાર, અને કુલીન એવા સાત કે આઠ મુખ્ય કારભારી પરીક્ષા કરીને રાખવા.

तैःसार्धं चिंतयेन्नित्यं
सामान्यं संधिविग्रहम् ।
स्थानं समुदयं गुप्तिं
लब्ध प्रशमनानिच ॥

मनुस्मृति.

અર્થઃ—સલાહ અને લઢાઇ વિષે; દંડ, કોષ, પુર અને રાજ્ય વિષે; ઉપજ વિષે; સર્વના રક્ષણ વિષે; અને સંગ્રહ કરેલી સમૃદ્ધિનું સત્પાત્રે દાન કરવા વિષેના વિચાર, ઉપર કહેલા ગુણના સચિવ સાથે રાજાએ કરવા.

तेषांस्वंस्वमभिप्रायमुपलभ्यपृथक् पृथक् ।
समस्तानांचकार्येषुविदध्याद्धितमात्मनः ॥

मनुस्मृति.

અર્થઃ—તેમના સર્વના પ્રથમ જૂદા જૂદા અભિપ્રાય લેવા અને પછી તેને એકઠા કરી તેની તુલના કરવી; ત્યાર પછી જે વિશેષ હિતકારક લાગે, તે પ્રમાણે કામ કરવું.

अन्यानपिप्रकुर्वीतशुचीन्प्राज्ञानवस्थितान् ।
सम्यगर्थसमाहर्तृनमात्यान्सुपरीक्षितान् ॥

मनुस्मृति.

અર્થઃ—એ વિના બીજા પણ કેટલાક કારભારી કરવા; તેઓ પવિત્ર, બુદ્ધિમાન, સન્માર્ગે ધન મેળવનાર અને પરીક્ષા કરેલા જોઇયે.

अनुरक्तःशुचिर्दक्षः
स्मृतिमान्देशकालवित् ।
वपुष्मान्वीतभीर्वाग्मी
दूतोराज्ञःप्रशस्यते ॥ मनुस्मृति.

અર્થઃ—સ્વામિભક્ત, ધનથી અને સ્ત્રીથી લલચાય નહિ એવા પવિત્ર, ચતુર, રૂપવાન અને ભય મૂકીને બોલનાર એવા રાજદૂત વખણાયછે.

अमात्येदंडआयत्तोदंडेवैनयिकीक्रिया ।
नृपतौकोशराष्ट्रेचदूतेसंधिविपर्ययौ ॥
मनुस्मृति.

અર્થઃ—સેના ( હાથી, ઘોડા, પાયદળ આદિ ) સેનાપતિને સ્વાધીન રાખવી; દંડ કરવાનું કામ, દંડ દેનાર કારભારીને સોંપવું; ખજાનો અને દેશ રાજાએ પોતાને સ્વાધીન રાખવાં; અને સંધિ વિગ્રહ દૂતને સ્વાધીન કરવાં.

उत्थायपश्चिमेयामे
कृतशौचः समाहितः ।
हुताग्निर्ब्राह्मणांश्चार्च्य
प्रविशेत्सशुभां सभां ॥ मनुस्मृति.

અર્થઃ—પાછલી પ્રહર રાત્રે ઊઠી સ્નાન કરી એક ચિત્ત થવું, અને ધર્મનાં કર્મ કરી પછી પોતાની શુભ સભામાં જવું.

तत्रस्थितःप्रजाःसर्वाःप्रतिनंद्यविसर्जयेत् ।
विसृज्यचप्रजाःसर्वामंत्रयेत्सहमंत्रिभिः॥
मनुस्मृति.

અર્થઃ—ત્યાં આવી, પ્રજામાંના લોક આવ્યા હોય તે સર્વનું સંભાષણથી સમાધાન કરી તેમને વિદાય કરવા; પછી પોતાના મંત્રિયો સાથે રાજ્યના વિચાર કરવા બેસવું.

मध्यंदिनेऽर्धरात्रेवा
विश्रांतोविगतक्लमः ।
चिंतयेद्धर्म कामार्थान्
सार्धंतैरेकएववा ॥ मनुस्मृति.

અર્થઃ—મધ્યાને અથવા મધ્ય રાત્રે પોતે નિશ્ચિંત અને નિરાંતમાં હોય ત્યારે, રાજાએ એકલા અથવા મંત્રિયો સહિત ધર્મ, અર્થ અને કામ વિષે વિચાર કરવા.

यदास्वयंनकुर्यात्तुनृपतिःकार्यदर्शनम् ।
तदानियुंज्याद्विद्वांसंब्राह्मणंकार्यदर्शने ॥
मनुस्मृति.

અર્થઃ—( કંઇ બીજા વિશેષ અગત્યના કામને લીધે) રાજાથી પોતે વ્યવહાર કાર્ય (ન્યાય) કરવાનું ન બની શકે તો તે કરવા એક વિદ્વાન્ પુરૂષને નિમવો.

सोऽस्यकार्याणिसंपश्यन्
सभ्यैरेवत्रिभिर्वृतः ।
सभामेवप्रविश्याग्र्या
मासीनःस्थितएववा ॥ मनुस्मृति.

અર્થઃ—( ધર્મજ્ઞ ) ત્રણ સભાસદ સહિત તે વિદ્વાન પુરૂષે બેશીને, વા ઉભાં રહીને સર્વ કામ ચલાવવાં.

એવાં વચનોની કંઇ ખોટ નથી. પ્રાચીન ગ્રંથોમાં ઠેકાણે ઠેકાણે એજ પદ્ધતિએ રાજવહિવટ ચાલતો એવા પૂરાવા મળી આવેછે. પરંતુ સર્વમાન્ય ગ્રંથોમાંથી વચનો લીધાં છે. બંને ગ્રંથોનું પ્રમાણ ગણાય છે, ને તેને આપણે બહુ માન આપીએ છીએ. પરદેશી લોકો પણ મનુસ્મૃતિનાં બહુ વખાણ કરેછે.

પ્રાચીન કાળમાં રામચંદ્રજી, હરિશ્ચંદ્ર આદિ રાજાઓ સત્યતાથી, ન્યાયથી અને ધર્મપ્રમાણે ચાલવાની બાબતમાં પ્રખ્યાત છે. રામચંદ્રજીનો રજવહિવટ એવા પ્રકારનો હતો કે ઉત્તમ પ્રકારનું જે રાજ્ય હોય તેને "રામ રાજ્ય"ની ઉપમા આપવામાં આવેછે. આજ હજારો વર્ષ થયાં તે કહેવત ચાલી છે, તો તે રાજ્ય કેટલું સ્તુતિપાત્ર હશે તેનો વિચાર કરવો મુશ્કેલ નથી.

અશોક, ભર્તૃહરિ. વિક્રમ અને ભોજનાં ચરિત્ર પણ બહુ બોધક છે. એ રાજાઓની ઉત્તમ રાજનીતિ મનુષ્ય જાતને શોભા આપેછે.

એ ઉપરથી જણાયછે કે પૂર્વે આપણા દેશમાં રાજાનું રાજ્ય કહેવા માત્ર હતું, પરંતુ વાસ્તવિક રીતે જોતાં ઘણાક રાજાઓના વખતમાં મિશ્ર રાજ્યનો વહિવટ ચાલતો હતો.

અર્વાચીન રાજાઓની રાજપદ્ધતિમાં ને તે સમયના રાજાઓની રાજપદ્ધતિમાં બહુ ફેર હતો. તે રાજાઓ પોતે ઇશ્વરી સત્તાવાળા છે એમ માનતા નહિ અને તેવી સત્તા વાપરતા નહિ. રાજા માબાપ છે ને રૈયત તો તેમનાં છોકરાં છે માટે રાજા કરે તે ખરૂં એવું મનાવવાને તેઓ પ્રયત્ન પણ કરતા નહોતા. પોતે રાજ્યની મોટી મોટી અને સાર્વજનિક લાભાલાભની વાત ઉપર ધ્યાન આપતા. બાકી-

નો રાજ્યનો વહિવટ ઘણુંકરીને પ્રજાની સહાયતાથી ચાલતો. દરેક ગામમાં એવી યોજનાઓ હતી કે તે ગામ એક સ્વતંત્ર રાજ્ય હોય અને તે ગામના લોક તે રાજ્ય ચલાવતા હોય એમ સાધારણ રીતે જણાય. ગામનો તમામ વહિવટ, જમાં વસુલાતનું કામ, તથા ગામલોકના ન્યાયનું કામ તે ગામલોકજ કરતા. તેઓ અમલદારની માફક પોતાના ગામમાં વસવાયાં રાખતા. એ વસવાયાં ગામલોકની સેવા કરવા બંધાતા ને તેમને ગામાત જમીનમાંથી કંઇ જમીન આપવામાં આવતી અથવા તેમનો નિર્વાહ ચાલે એવી બીજી ગોઠવણ કરી આપવામાં આવતી. ગામના મુખી તથા પટવારીને પણ રાજા તરફથી કંઇ પગાર આપવામાં આવતો નહિ, પણ તેઓને ગામાત જમીનમાંથી કંઇ જમીન અથવા ગામાત ખર્ચમાંથી કંઇ રોકડ મળતી. ગામલોક એવો વહિવટ રાખી સલાહ સંપથી રહે ને પોતાની વસુલાત બરાબર વસૂલ થાય તો પછી રાજા તે ગામના રાજકારભારમાં ભાગ્યેજ વચ્ચે પડતા. એ પ્રમાણે થવાથી ઠેઠ રાજ દરબારથી તે છેક નીચ માણસ સૂધીના તમામ લોક ઉપર રાજાની વાસ્તવિક સત્તા નહોતી તેથી સર્વ સંતોષી રહેતા. દરેક ગામલોક એવી રીતે જ્યારે પોતાના ગામનો વહિવટ પોતે કરે, ત્યારે તેઓ કેટલેક દરજ્જે પોતાના ગામનું રાજ્ય કરેછે એમ કહેવાય; તેથી અમે તે રીતિને સ્થાનિક સ્વરાજ્ય કહીએ છીએ. "સ્થાનિક સ્વરાજ્ય" બોલોથી હાલ આપણા મનમાં જે જે વિચારો ઉત્પન્ન થાયછે, તે તમામ વિચારો તેથી ઉત્પન્ન થવાના નહિ એ વાત ખરી છે, એટલે તે સમયે તે રાજ્ય વ્યવસ્થાયિ * નહોતું; હાલની માફક તે વખતે મત લેવાતા

---

* Constitutional.

નહોતા, હાલની માફક તે વખતે સભામાં સભાસદોને વર્તવાના નિયમો નહોતા, ને હાલની માફક તે વખતે ન્યાયાધિશો નહોતા; પણ સાર્વજનિક ચોરામાં કે એકાદ વૃક્ષ નીચે સભા મળે, ત્યાં ગામના ઘણાખરા માણસો આવે તેમાં જે ઘરડીઆ હોય તેમની સલાહ લેવામાં આવે, ને કામ કાજ બહુ મતે થાય, એમ થતું. પરિણામ એકજ છે, પરંતુ પદ્ધતિમાં ફેર છે. હાલની પદ્ધતિ વિદ્યા ને અનુભવથી સંસ્કાર પામી છે, ને તે વખતની પદ્ધતિ સ્વાભાવિક હતી.

## પ્રકરણ ૪ થું.

### હિંદુસ્તાનમાં સ્થાનિક સ્વ-રાજ્ય.

#### અર્વાચીન કાળ.

કહેવત છે કે "સાપ ગયા ને લિસોટા રહ્યા" તે પ્રમાણે આ દેશમાં બન્યું છે. દેશની સ્થિતિના ફેરફાર થતાં રાજાઓની સ્થિતિમાં પણ ફેર પડયો. આગળ જે વિદ્વાન ને પ્રજાવત્સળ રાજાઓ થતા તે હવે અભણ ને સ્વાર્થી થવા લાગ્યા. સ્વાર્થી રાજનીતિ એવી છે કે તે પોતે પોતાનોજ નાશ કરે છે. પ્રખ્યાત મનુસ્મૃતિમાં કહ્યું છે કેઃ—

**तंराजाप्रणयन्सम्यक् त्रिवर्गेणाभिवर्तते ।**
**कामात्माविषमःक्षुद्रोदंडेनैवनिहन्यते ॥**

અર્થઃ—એવા * રાજા દંડ દેતાં, ધર્મ, અર્થ, અને કા-

* એવા એટલે ઉપર એક શ્લોકમાં બતાવ્યાછે એવા ગુણવાળા.

મને વધારે છે; પણ રાજા જો કામી, ક્રૂર, અને નીચ હોય તો તે દંડથી પોતેજ (રાજા) નાશ પામે છે.

તે પ્રમાણે એવા રાજાઓ ઉપરથી પ્રજાની પ્રીતિ ઊઠવાથી તેઓ નિર્બળ થવા લાગ્યા ને તેમનું રાજ્ય પરદેશી લોકોએ પડાવી લીધું. અર્વાચીન સમયમાં એ પ્રમાણે રાજ્ય મેળવવાની ખટપટ તથા સાચવી રાખવાની ખટપટ રાજાઓને બહુ કરવી પડી, તેથી રાજકારભારમાં જોઈએ તેટલું ચિત્ત આપી શકાયું નહિ, એટલે લોકો પોતે પોતાનું ફાવતું કરવા લાગ્યા. પૂર્વે જે પરિણામ રાજા તથા પ્રજાની વિદ્યાના પરાક્રમથી થતું તે પરિણામ હાલમાં રાજાની નિર્બળતાથી થવા લાગ્યું. ગામાત લોક અને ગામાત અમલદારો રાજાની સત્તાને ગાંઠવા ન લાગ્યા ને તેઓ પોતે પોતાના ગામનું રાજ્ય* ચલાવવા લાગ્યા. ઘણાક ગામોમાં અમલદારો તથા ગામલોકે થઇ ગામની તમામ જમીન પોતાની માલિકીની ઠરાવી, ને કેટલેક ઠેકાણે રાજાઓને એવી માલિકી કબૂલ કરવી પડી. એ લોક રાજાની સત્તાને તાબે છે એવું ભાગ્યેજ ગણતા. વખતે તગાદો થાય ત્યારે બે ચાર વર્ષે ગામની વસુલાત ઉઘરાવાય, તે સિવાય બીજી કોઇ બાબતમાં રાજાના અમલદારો પોતાની સત્તા બેસાડી શકતા નહોતા. ગામલોક ગામમાં ગુન્હા થાય તેનો ન્યાય કરતા, બીજી તકરારો ઉત્પન્ન થાય તેનો પંચ મળી નિકાલ કરતા, ને ગામાત ખર્ચ આવે તો તે પણ ગામલોક પોતાની મેળે પૈસા ઉપાર્જન કરી કાઢતા. લોકોની સુખાકારીનાં કામ પણ ગામલોક ઉઘરાણું કરીને કે ગામાત ઉપજમાંથી કરતા. એ

*મોનીયર વીલીયમકૃત "એન્શન્ટ વીસ્ડમ ઑફ ઈન્ડીઆ"નું પુસ્તક.

પ્રમાણે ગામોમાં સ્થાનિક સ્વરાજ્યનો વહિવટ ચાલવા લાગ્યો. હિંદુસ્તાનમાં ઘણે ઠેકાણે હજી પણ એવા વહિવટનાં ગામો જોવામાં આવેછે. હાલ તે ગામોનો વહિવટ માજી રાજ્યોમાં જેટલી સ્વતંત્રતાથી ચાલતો તેટલી સ્વતંત્રતાથી ચાલતો નથી, પરંતુ હાલનો વહિવટ જોવાથી તેની અસલ રીતિ કેવી ઊંચા પ્રકારની હશે, તેનો આપણા મનમાં કાંઇ વિચાર આવેછે.

## પ્રકરણ ૫ મું.

### નર્વાદારી અથવા ભાગદારી ગામો.

આપણા દેશમાં સ્થાનિક સ્વરાજ્યનો વહિવટ બહુ કાળથી ચાલેછે, એ વાતના દર્શનિક પૂરાવાની કંઇ ખોટ નથી. આજે પણ હિંદુસ્તાનના ઘણાક ભાગોમાં જે વહિવટ ચાલેછે, તે જોવાથી આપણી ખાત્રી થાયછે કે એ વહિવટ સ્થાનિક સ્વરાજ્યનો છે. પંજાબમાં ગ્રામસમુદાય * બાંધેલા હોયછે, તેનો ઇતિહાસ આપણને અતિ બોધકારક છે. આપણા ગૂજરાતમાં તો એ અસલી મહાન્ પદ્ધતિની નિશાનીઓ ઠામ ઠામ માલૂમ પડેછે.

ચરોતરમાં નર્વાદારી ગામો છે, ને તેવાજ વહિવટવાળાં ગામોને ભરૂચ જીલ્લામાં ભાગદારી ગામો કહેછે. નર્વાદારી કે ભાગદારી ગામોનો વહિવટ કેવો છે તે જાણ્યા વિના એ રીતિની મહત્તા સમજાય તેમ નથી. એવી રીતિના દરેક ગામમાં ગામતળિયાની જમીન તથા સીમાંતર જમીન તે ગામલોકની હોયછે; ને તેમને નર્વાદાર કે ભાગદાર કહેછે.

* Village Communities.

એ તમામ જમીન પૈકી કેટલીક મજમુ રાખી બાકીની ગામના મૂળ માલિકોએ વહેંચી લીધી છે. શરૂઆતમાં જયારે નર્વા વહેંચ્યો હશે, ત્યારે કુટુંબના હક્ક પ્રમાણે વહેંચાયેલો એમ અનુમાન થાયછે. એ પ્રમાણે જે મૂળ ભાગ પડેલા છે તે મુખ્ય ભાગ કહેવાયછે, ને તેના માલિકો મુખ્ય ભાગદાર ગણાયછે. દરેક મુખ્ય ભાગના કુટુંબનો વિસ્તાર થવાથી તેના પેટા ભાગ પડયાછે, ને તેના માલિકો પેટાભાગદાર કહેવાયછે. કેટલાંક ગામ સોળ આને અને કેટલાંક સો દોકડે વહેંચાયલાં છે. મુખ્ય ભાગદારને આનીના વહિવટમાં આટલી આની અને દોકડાના વહિવટમાં આટલા દોકડાનો નર્વા છે, એમ ગણાયછે, ને બીજા ભાગદારોના ભાગ પણ તેજ પ્રમાણે પડેલા હોયછે. એટલે એક ગામમાં પાંચ હજાર વીઘાં જમીન છે ને મૂળ માલિકને ચાર છોકરા છે, તેનાં ચાર કુટુંબ બંધાયછે, તેથી મુખ્ય ભાગદાર ચાર થાયછે. આ દરેક ભાગદારને બારસો ને પચાસ વીઘાં જમીન આવે. પરંતુ તે પ્રમાણે વહેંચણી ન કરતાં દરેકનો ચાર આની કે પચીસ દોકડાનો નર્વા છે એમ ઠરાવવામાં આવેછે. જેમ જેમ તે ભાગદારના કુટુંબનો વિસ્તાર વધતો જાયછે તેમ તેમ તે ભાગ તેના વારસોમાં વારસાના નિયમ પ્રમાણે વહેંચાયછે. જમીનનું માપ એ ભાગની વહેંચણમાં બિલકુલ ગણવામાં આવતું નથી. કુટુંબને પોતાના ભાગના નર્વાના પ્રમાણમાં ઘણું કરીને જમીન હોયછે, પરંતુ અમુક જમીનનો અમુક ભાગદાર માલિક છે એમ કોઇ સમયે ગણવામાં આવતું નથી. કારણ કે એ વહેંચણી માત્ર ભાગદારોની અરસ્પરસની સમજણ સારૂ કરેલીછે, પરંતુ જમીનની એટલે ગામની વહેંચણી નથી થઈ, પણ તે મજમુ છે એમ માનવામાં આવેછે.

પ્રથમ એમ પણુ થતું કે બે આનીના ભાગદારને આ સાલે અમુક સો વીઘા જમીન ખેડી ખાવા મળી છે, તો થોડાં વર્ષે ફેડે તે જમીન બીજા ભાગદારને આપવામાં આવે અને એને બીજી જમીન મળે. એ પ્રમાણે બધી જમીન તમામ ગામલોકની ગણાય ને તેમાં એક રૂપિઆના ભાગે, અમુક હિસ્સો અમુક ભાગદારનો છે એમ ગુણવાનો વહિવટ છે. એ જમીન ઉપર એ લોકની એકત્ર માલિકી ગણાયછે. ભાગદારો વેચે સાટે તો પોતાના ભાગનો નવો વેચે સાટે, પણ અમુક જમીન વેચતા સાટતા નથી. વળી તમામ જમીન ભાગદારોને ખેડી ખાવા આપી દેવામાં આવતી નથી, પણ તેના કુટુંબનો ખર્ચ ને ઘણુંકરીને તેના ભાગનું પ્રમાણુ એ બે ઉપર નજર રાખી દરેક ભાગદારને આપવામાં આવેછે, ને કેટલીક મજમુ રાખવામાં આવેછે. એ મજમુ જમીનનો વહિવટ આખા ગામનો મુખ્ય ભાગદાર હોયછે તે કરેછે. મૂળ માલિકનો મોટો છોકરો ને તેની પછી તેનો મોટો છોકરો એ પ્રમાણે પેઢી ઉતાર મુખ્ય ભાગદારના હક્ક ચાલ્યા આવેછે. મજમુ જમીન તે ખેડાવેછે, ને તેની જે ઉપજ આવેછે તે ગામલોકની મજમુ ગણાયછે. તે જમીનમાંથી વખતે કેટલીક જમીન હજામ, કુંભાર, માળી, ગોર, પટવારી આદીને તેમની મહેનતના બદલામાં તેમના ગુજરાન સારૂ ખેડી ખાવા આપવામાં આવેછે, ને તેઓ સાર્વજનિક ચોરાનું તથા નવાદારોનું કામ કરવા બંધાયલા હોયછે. વળી એ મજમુ ઉપજમાંથી ચોરાનું તથા બીજું જે કંઇ ગામાત ખર્ચ હોય તે ચાલેછે.

સરકાર જમાબંધીનો ઉધડ આંકડો આખા ગામ ઉપર હોયછે, ને તે ભરવાની જવાબદારી મુખ્ય ભાગદાર ઉપર નાંખવામાં આવેછે. એ મુખ્ય ભાગદાર સરકારમાં તે આં-

કડો મજમુ જમીનમાંથી તથા ભાગદારો અને પેટાભાગદારો પાસેથી તેમના ભાગના પ્રમાણમાં વસૂલ કરી ભરેછે. તેથી સરકારને એ જમાબંધી વસૂલ કરવામાં કંઇ મહેનત પડતી નથી, ને તે વસૂલ કરવા નોકરો ચાકરો રાખી કંઇ ખર્ચ પણ કરવો પડતો નથી. તેમ ગામલોકને પણ સરકારની સત્તાનો અનુભવ કરવો પડતો નથી તેથી તેઓ પણ સ્વતંત્ર પ્રજાનું સુખ ભોગવેછે.

જે વખતે આ દેશમાં રાજસત્તા દૃઢ નહોતી, તે વખતે આવા ગામમાં સર્વ બાબતમાં સદહૂ નર્વાદારો કે ભાગદારોની સત્તા માન્ય કરવામાં આવતી.

આ રીતિ કેવી સ્તુત્ય છે, અને તે સ્થાનિક સ્વરાજ્ય કહેવાય કે નહિ, તેનો વિચાર કરવાનું હવે કંઇ મુશ્કેલ નથી.

---

## પ્રકરણ ૬ ઠું.

### ન્યાતો.

ગૂજરાતમાં અનેક ન્યાતો છે, એ વાત આપણને બધાને માલૂમ છે. જે વખતે એ ન્યાતો બંધાઇ હશે, તે વખતે હાલમાં જેવો તેનો હેતુ ધારવામાં આવેછે, તેવો હોવો ન જોઇએ. "વાડામાંથી વાડોલિયું" કરવા જેવું એમાં છે. આખી મંડળીને ધંધાને લીધે, રીત ભાતને લીધે, સુઘડતાઇને લીધે અને એવાં બીજાં અનેક કારણોને લીધે અરસ્પરસ વ્યવહાર રાખવાનું ફાવ્યું નહિ હોય, ત્યારે તેના ભિન્ન ભિન્ન વિભાગ પડી ગયેલા. કાળાંતરે એવાંજ કારણોથી એ વિભાગના પાછા પેટા વિભાગ થયા, ને હાલ આપણે જોઇએ છીએ તેવી અનેક ન્યાતો બંધાઇ. સંસ્કૃત

"જ્ઞાતિ" શબ્દ ઉપરથી અપભ્રંશ થઇ "ન્યાત" શબ્દ થએલો છે. "જ્ઞાતિ" માં "જ્ઞા" ધાતુ છે, તેનો અર્થ "જાણવું", "ઓળખવું" એવો થાયછે, માટે જ્ઞાતિ કે ન્યાત એટલે જાણીતા કે ઓળખીતાઓની ટોળી.

દેશમાંથી વિદ્યાનો નાશ થયો અને અજ્ઞાનતા પ્રસરી એટલે લોકો ઘણી બાબતોના મહાન્ અને મૂળ હેતુ ભૂલી ગયા, અને તેથી કરીને તેને બદલે બીજા હેતુ છે એમ સમજવા લાગ્યા. એવા હેતુ બહુધા વહેમી અને હાનિકારક હોવાથી આપણા દેશને ભારે નુકાસાન થયું છે. તે પ્રમાણે હાલમાં ન્યાતો વિષે આપણા જે વિચાર છે, તે વહેમી અને હાનિકારક છે એટલુંજ નહિ, પણ તેને કોઇપણ શાસ્ત્ર કે શિષ્ટ ગ્રંથનો આધાર નથી.

એ ન્યાતોથી ઘણોક સ્થાનિક વહિવટ ચાલતો અને હજી પણ કેટલોક ચાલેછે. ન્યાતના લાભ સારૂ કંઇ પૈસા ઉપાર્જન કરવાની અગત્ય હોય તો તે, ન્યાતના લાભ સારૂ કંઈ કામ કરવાનું હોયછે તો તે, ને કોઇ મનુષ્ય ન્યાત વિરૂદ્ધ ગુન્હો કરે તો તેનો ઇનસાફ કરવાનું કામ, એ આદિ અનેક કામ ન્યાતો મળી પોતે પોતાની મેળે કરતી અને હાલ પણ કરેછે. એ ન્યાતોનું બંધારણ તથા તેમની સત્તા એવી છે કે તેઓ કોઇપણ સ્થાનિક વહિવટ કરવા ધારે તો તે કરી શકે.

ન્યાતો હાલ પણ કેટલુંક કામ કરેછે, પરંતુ તે બધું સ્તુત્ય નથી. સંસારિક વહિવટ તો બધો ન્યાતોજ કરેછે.

આવાં ન્યાત-વહિવટ આપણે હમેશાં જોઇએ છીએ, તેની પદ્ધતિ જાણીએ છીએ, ને તે શાં કામ કરેછે તે પણ જાણીએ છીએ, એટલે ગંભીરાઈથી વિચાર કરતાં એ પણ એક સ્થાનિક સ્વરાજ્ય રીતિ છે, એમ આપણા મ-

નમાં આવ્યા વિના રહેતું નથી.

ન્યાતોનું સ્વરાજ્ય પણ સ્વાભાવિક રીતિએ ચાલેછે. તેમાં સંસ્કારિ અને વ્યવસ્થાયિ પદ્ધતિ દાખલ થઇ નથી એ વાત ખરી છે, પરંતુ તેટલા માટે ન્યાતનો વહિવટ સ્થાનિક સ્વરાજ્ય નથી, એમ કહેવાય નહિ.

## પ્રકરણ ૭ મું.

### મહાજન.

ગૂજરાતમાં સ્થાનિક સ્વરાજ્ય ઠામ ઠામ છે, અને તેનો હજી પણ દર્શનિક પૂરાવો છે એ વાત ખોટી નથી. આખા ગામોના વહિવટ અને તેની જમાં વસૂલ કરવાનું કામ સ્થાનિક સ્વરાજ્યથી થતું અને હજી પણ થાયછે, એ વાત પાંચમા પ્રકરણમાં બતાવવામાં આવી. સંસારિક વહિવટ સ્થાનિક સ્વરાજ્યથી થાયછે તે વાત પણ છઠ્ઠા પ્રકરણમાં લખવામાં આવી. હવે આ પ્રકરણમાં આપણા લોકો વ્યાપાર રોજગાર અને મોટાં મોટાં ધર્મનાં કારખાનાં ચલાવેછે તેમાં પણ સ્થાનિક સ્વ-રાજ્યનો વહિવટ છે, એમ બતાવવામાં આવશે.

ગૂજરાતમાં વ્યાપારીઓ જથાવાર વ્યાપાર કરેછે. દરેક જાતના વ્યાપારી પોતાની ટોળી બાંધેછે, તેને મહાજન કહેછે; ધોતીજોડાવાળાનું મહાજન, ચૂડગરોનું મહાજન, તાગીઆનું મહાજન, કિનખાબવાળાનું મહાજન, કંદોઈનું મહાજન, એ વગેરે ઘણાં મહાજનો છે. અમદાવાદમાં એવાં ૨૯ મહાજન છે એમ ગણતરી કરવામાં આવી છે. એ મહાજનોનાં નામ ઉપરથી આપણને તે દરેકના અર્થ સમજાયછે. ધોતી-

જોડાવાળાનું મહાજન એટલે ધોતીજોડાના વ્યાપારીઓની મંડ-
ળી; તેજ પ્રમાણે બીજાં મહાજનોના અર્થ છે. અમુક જા-
તના વ્યાપારીઓની મંડળી હોયછે, એટલે જે માણસ
એ જાતનો વ્યાપાર કરવા ઇચ્છતો હોય તે માણસ કંઇ
પૈસા આપી તેવા વ્યાપારીઓના મહાજનમાં દાખલ થાય-
છે. સ્થાનિક વ્યાપારીઓ મળી પોતાના એકત્ર લાભ સારૂ
એવાં મહાજન બાંધેછે. તે મહાજન અગત્યની બાબતોનો
વિચાર કરવાનો હોયછે ત્યારે ભેગું થાયછે, ત્યાં સર્વને
વર્તવાના વ્યાપાર સંબંધી નિયમો ઠરાવવામાં આવેછે.
એકત્ર લાભ સારૂ કંઇ પૈસા ઉપાર્જન કરવાની અગત્ય હોય,
તો તે વસૂલ કરવા કંઈ લાગો નાંખવાનું ઠરાવેછે, તે પૈ-
સાની વ્યવસ્થા કરેછે, મહાજનના નિયમ વિરૂદ્ધ કોઇ
ચાલ્યો હોયછે તો તેને શિક્ષા કરેછે, ને જો તે શિક્ષા
માન્ય ન રાખે તો તેને મહાજન બહાર મૂકેછે. એ પ્ર-
માણે આપણા દેશમાં વ્યાપારની બાબતમાં સ્થાનિક સ્વ-
રાજ્ય ચાલેછે.

કેટલાંક ધર્મનાં કામો કરવાનાં કારખાનાં હોયછે
તે પણ લોકો પોતાની મેળે ઊભાં કરેછે, ને પોતાની મે-
ળે ચલાવેછે. એમાં ખોડાં ઢોરનુ અથવા પાંજરાપોળનું
મહાજન બહુ મોટું છે. એના પૈસા ઉપાર્જન કરવાની
અનેક યુક્તિઓ કરેલી હોયછે, તેથી પુષ્કળ ધન ભેગું
થાયછે, પરંતુ તે આપનારને કંઇ ભારે પડતું નથી. એની
ઉપજ લાખો રૂપિઆની છે ને ખર્ચ પણ હજારો રૂપિઆનો
છે. તે મહાજનની સ્થાપના પરમાર્થ કરવા કરેલી છે ને
તેમાંથી તેવાં કામો થાયછે. એમ તમામ વહિવટ આપણા
લોકોજ કરેછે.

એ સિવાય પ્રથમ જ્યારે ધર્મશાળા કરવાની હોય,

તળાવ, વાવ, કૂવા આદિ ખોદાવવાનાં અને બંધાવવાનાં હોય, ત્યારે તે કામ સાર્વજનિક હિતનું છે એમ સમજી લોકો તેવા કામ સારૂ પૈસા ઉપાર્જન કરવા લાગો નાંખતા અને ખુશીથી આપતા. એમ પૈસા ભેગા કરી તેમાંથી તે કામ કરાવતા. લોકો પોતાના આપેલા પૈસામાંથી સર્વનું હિત થયું તે જોઇ ખુશી થતા. એ પ્રમાણે સાર્વજનિક સુખાકારીનાં કામ પણ લોકોના સ્વરાજ્યથી થતાં.

એ ઉપરથી જણાયછે કે આપણા લોકોમાં સાર્વજનિક કામ કરવાની વૃત્તિ નથી, એમ કહેવું યથાર્થ નથી.

આવાં મહાજનની મહતા અમદાવાદમાં બહુ છે. ત્યાં ઘણુંકરીને દરેક વ્યાપારનું, ધંધાનું, રોજગારનું અને કારીગરનું મહાજન હોયછે. તે લોકો પોતાના મહાજન ખાતે એક વાડી રાખેછે. દરેક મહાજનના શેઠ હોયછે. કેટલાક મહાજનની ઉપજ સારી હોયછે, તો તે મહાજન ખાતે એક ગુમસ્તો રાખેછે. એ ગુમાસ્તો મહાજનનો હિસાબ રાખેછે, પાકીઓ પળાવેછે, ને મહાજન ભેગું કરેછે. એ પ્રમાણે મહાજનોના વહિવટ ચાલેછે.

---

# ભાગ ૩ જો.

## વાસ્તવિક સ્થાનિક સ્વ-રાજય.

---

## પ્રકરણ ૧ લું.

### આ દેશમાં સ્થાનિક સ્વરાજયની સ્થાપના.

આપણા દેશની રાજનીતિ આપણને માલૂમ છે.

આપણા દેશમાં પહેલા પ્રકારનું એટલે ઇંગ્લાંડ દેશની મહારાણીનું રાજ્ય છે. તે અહિં સુબા તથા સરસુબા મોકલી તેમની પાસે રાજ્ય કરાવેછે. આખા ભરતખંડના મુખ્ય ત્રણ ભાગ કરેલા છે, તે દરેકનો રાજવહિવટ કરવા એક એક સુબાને નીમેછે તેને ગવર્નર કહેછે; ને તે બધાનો ઉપરી એક સરસુબો નીમવામાં આવેછે, તેને ગવર્નર જનરલ અથવા વાઇસરાય કહેછે.

આપણા દેશમાં અંગ્રેજી રાજ્યની સ્થાપના થવાથી આપણી સ્થિતિમાં બહુ જાતના ફેરફાર થયેલા છે. આપણી રહેણી કરણી, રીતભાત, વિદ્યા, બુદ્ધિ, ધર્મ, સંસાર આદિ સર્વ વાતો બદલાઇ છે, તેમ આપણા સ્થાનિક સ્વરાજ્યની નીતિ તથા પદ્ધતિ પણ બદલાઇ છે. ગામ પંચ, ન્યાતો, તથા મહાજનોની સત્તા અનેક કારણોથી ઓછી થઇ ગઇ, તેઓનો વહિવટ અવ્યવસ્થિત થયો, ને કેટલીક બાબતોમાં તો તે તદન નકામાં પડી ગયાં. સ્થાનિક સ્વરાજ્યની નિયમિત અને વ્યવસ્થિત પદ્ધતિ અંગ્રેજી વિદ્યા શીખવાથી ઘણાકના જાણવામાં આવી, એટલે આપણી રીતિમાં ભેગા થવાની, મત લેવા આપવાની, બોલવા ચાલવાની અને કર્તા હર્તા નીમવાની કંઇ વ્યવસ્થા નથી, એમ આપણને લાગ્યું. એવાં અનેક કારણોથી અસલ પદ્ધતિનું જોર આપણા દેશમાંથી દહાડે દહાડે ઘટતું ગયું, ને તેને બદલે નવી પદ્ધતિ ઘણા કાળ સૂધી દાખલ થઇ નહિ, તેથી સ્થાનિક સ્વરાજ્યની પદ્ધતિ આપણા દેશમાં છેક નવી છે એમ કેટલાકના મનમાં આવેછે, પરંતુ તે વાત યથાર્થ નથી.

જૂની પદ્ધતિનું જોર નરમ પડતાં પડતાં તેનો દોર કંઇજ ન રહ્યો. સાર્વજનિક હિતનાં કામ કરવાની વૃત્તિ મંદ થઇ ગઇ, ને જાણે આપણામાં તે રીતિ છેજ નહિ એવું

કહેવાનો વખત આવ્યો. તેવામાં જેઓ નવી નીતિ સમજવા લાગ્યા તેઓને તેની ઇચ્છા થઈ, ને તે મેળવવા વારંવાર સરકારમાં અરજીઓ વગેરે કરી પ્રયત્ન કરવા લાગ્યા. પ્રથમ સ્થાનિક સ્વરાજ્યની સ્થાપના આપણા ઇલાકામાં મુંબાઇમાં થઇ. ત્યાંના સુધરાઇ ખાતાનો વહિવટ એ નીતિથી ચલાવવાનો હક્ક મુંબાઇની પ્રજાને સરકારે આપ્યો, ને ફોજદારી કામમાં હકીકતની વાતનો નિર્ણય કરી ઇનસાફ કરવાનું કામ પણ પ્રજામાંના જે તે કામ કરવા લાયક લાગ્યા તેમને સોંપ્યું. બીજા લોકોએ તેવા હક્ક મેળવવા ઘણા પ્રયત્ન કર્યા, પરંતુ તેનાં ફળ બહુ મોડાં મળ્યાં. સને ૧૮૮૦ ના જુન માસની તારીખ ૮ મીએ આપણા દેશના ગવર્નર જનરલના હોદ્દા ઉપર **લાર્ડ રિપન** પધાર્યા. તે મોટા મનનો મહાન્ સરદાર હતો, ને ન્યાયનું રાજ્ય ચલાવવાથી નુકસાન થતું નથી પણ લાભ થાય છે, એ વાત તેને માલૂમ હતી, તેથી તેણે આ દેશમાં ન્યાયની સ્થાપના કરી અંગ્રેજી રાજ્યને શોભા આપવાનો વિચાર કર્યો. કાળી ગોરી ચામડીનો ભેદ કાઢી નાંખવા પુષ્કળ પ્રયત્ન થયો, પણ તે સંપૂર્ણ રીતે બર આવ્યો નહિ. આખા દેશમાં સ્થાનિક સ્વરાજ્યની સ્થાપના કરવા સારૂ સને ૧૮૮૨ ના મે માસની ૧૮મી તારીખનો એક ઠરાવ પ્રસિદ્ધ કરી તેણે પોતાનો નિશ્ચય જણાવ્યો.

એ ઠરાવ કરવાનાં મુખ્ય ત્રણ કારણ બતાવવામાં આવ્યાં છે. એક કારણ તો એ કે, આ દેશના વતનીઓને રાજનીતિ બિલકુલ માલૂમ નથી, ને તેથી તેઓ સ્થાનિક સ્વરાજ્ય ચલાવવાને લાયક નથી એમ કહેવામાં આવેછે; માટે કેટલીક સ્થાનિક બાબતોનો વહિવટ કરવાનું કામ તેમને સોંપવામાં આવશે, તો તેઓ રાજનીતિ શીખશે, અને ધીમે ધીમે રાજકારભારનાં મોટાં કામો કરવા યોગ્ય થશે.

બીજું કારણ એ છે કે, કોઇ જગાએ સાર્વજનિક કામ કરવા પૈસા ઉપાર્જન કરવાની અગત્ય હોય તો લોકોનું મન દુખવ્યા વિના કિયે રસ્તેથી પૈસા વસૂલ કરવા અને એવા સાર્વજનિક પૈસા કેવી રીતે ખર્ચવામાં રૈયતનું હિત છે, એ આદિ બાબતોની જેવી પક્કી માહિતી તે જગાના લોકોને પોતાની મનોવૃત્તિ, રીતભાત અને રહેણી કરણી ઉપરથી હોય, તેવી બીજાને હોવાનો સંભવ નથી; માટે તેમના હાથમાં તેવી બાબતનો વહિવટ સોંપવાથી હાલમાં અસંતોષની વારંવાર કડવી ફરિયાદો થાયછે, તે ઓછી થશે. ત્રીજું કારણ રાજખર્ચ વધી જવાની ધાસ્તિ ઓછી કરવાનું હતું. હમણાં હમણાં કામ ઘણું છે તે થઇ શકતું નથી માટે હાથ નીચે નોકરો વધારો, એવી અરજ વારંવાર અમલદારો કરેછે. એ અમલદારોના હાથમાં કેટલાંક કામ એવાં છે કે તે પ્રજાએ પોતાના હિતાર્થે કરવાં જોઇએ. માટે હાલ એવાં કામ તેમના હાથમાંથી લેઇ પ્રજાને સોંપવાં; ને તેવાં કામ કરતાં પ્રજા મોટાં કામ કરવાને યોગ્ય થયેથી મોટાં કામ પણ તેમને સોંપવામાં આવશે, એટલે રાજખર્ચ વધારવાની અગત્ય રહેશે નહિ.

એમ રાજા તથા પ્રજાને આ મહાન્ અને ન્યાયી પદ્ધતિ દેશમાં દાખલ કરવાથી સામાન્ય લાભ છે.

એ ઠરાવની મહતા અને અગત્ય વિષે જેટલું લખીએ તેટલું થોડું છે. આપણા દેશને એથી અગણિત લાભ પ્રાપ્ત થાયછે. હિંદુસ્તાનની પ્રજાની નવી સૃષ્ટિ બંધાયછે, તેનો પ્રારંભ એ ઠરાવની તારીખથી થાયછે, એમ હિંદુસ્તાનના રાજકીય ઇતિહાસમાં નોંધી રાખવું જોઇએ.

એ મોટા મનના લાર્ડ રિપનનો ઉત્તમ ઠરાવ પ્રસિદ્ધ થતાં આપણા મુંબાઇ ઇલાકામાં પ્રતિપક્ષ ઊભો થયો ને

એ ઠરાવ ઉપર ભારે વાદવિવાદ ચાલ્યો. એનું પરિણામ એ થયું કે આ ઈલાકામાં **લાર્ડ રિપન**ની ધારણા સંપૂર્ણ રીતે અમલમાં આવી નહિ, પણ થોડે દરજ્જે આવી. ચાલતા વહિવટમાં આવા મોટા ફેરફાર કરવા સારૂ કાયદાની જરૂર હતી; તે કાયદા થતાં કેટલોક વિલંબ થશે એમ લાગ્યું, ને **લાર્ડ રિપન** પોતાનો ઠરાવ અમલમાં લવરાવવા ખાઇ પીને મચ્યો હતો, તેથી આ ઇલાકાની મ્યુનિસિપાલિટિના સને ૧૮૭૩ ની સાલના મુંબાઇના છઠ્ઠા કાયદાની નવમી કલમ અત્યાર સૂધી નકામી ગણી કાઢી હતી, તેનો ઉપ-યોગ કરવામાં આવ્યો ને તમામ શહેરસુધરાઇ ખાતાંમાં સ્થાનિક સ્વરાજ્યની સ્થાપના કરી. અંતે આપણા ઇલાકા-માં સર્વત્ર એ વહિવટ સ્થાપવાના હેતુથી, મુંબાઈની કાયદા કરનારી સભાએ સને ૧૮૮૪ નો ૧ લો, ને સને ૧૮૮૪ નો ૨ જો, એ રીતે બે કાયદા કર્યા. કેટલાક ગુન્હામાં ન્યાય-ખાતામાં પ્રજાનો ન્યાય પ્રજાને હાથે થાય એવા ઈરાદાથી સરકારે એક ઠરાવ પ્રસિદ્ધ કર્યો. હવે સુધરાઇ ખાતાં, લો-કલ ફંડ ખાતાં, તથા ફોજદારી ઇનસાફનું કામ, એ કાયદા અને ઠરાવ પ્રમાણે ચાલવા માંડયાં છે.

---

## પ્રકરણ ૨ જું.

—o—

### લોકલફંડ.

સને ૧૮૬૩ ની સાલમાં લોકલફંડ ખાતું સ્થાપવામાં આવ્યું. તેનો હેતુ એવો છે કે તાલુકાના અને જીલ્લાના લો-કોમાં વિદ્યાનો પ્રસાર કરવો, તેમને સારૂ નવા ને સારા ર-સ્તા, નવાણ—તળાવ, નહેરો, કૂવા, હવાડા—વિસામા, ધ-

મશાળા, તથા દવાખાનાં એ આદિ બાંધવાં અને બીજાં ઉપયોગી કામ કરવાં.

એ કામ માટે પૈસા જોઇએ, તે ઉત્પન્ન કરવાની એવી યુક્તિ કાઢી કે જમીન ઉપર સરકાર જમાબંધી લેછે, તે જમાબંધીના આંકડા ઉપર એક રૂપિએ એક આનો જમીનદારો પાસેથી વધારો લેવો. એ પ્રમાણે જમીનદારો ઉપર એ કર નાંખવામાં આવ્યો તેથી તે પૈસામાંથી જે કામ કરવાનાં તે પણ જમીનદારોના લાભ સારૂ કરવાનાં છે. જેવી રીતે અને જે હેતુથી એકાદ શહેર કે ગામના લાભ સારૂ મ્યુનિસિપાલિટિની સ્થાપના કરવામાં આવી છે, તેવી રીતે અને તેવા હેતુથી પ્રગણાના લોકના લાભ સારૂ લોકલફંડ ખાતાની સ્થાપના થઇ છે.

જમીન ઉપર એક રૂપિઆનો ધારો ઠર્યો હોય, તો લોકલફંડ એક આનો લેવાયછે. તેમાંથી ત્રીજો ભાગ એટલે ચાર પાઇ વિદ્યાનો પ્રસાર કરવામાં ખર્ચથી, અને બે ભાગ એટલે આઠ પાઇ રસ્તા વગેરે બાંધવામાં ખર્ચવી એવો ઠરાવ કરવામાં આવ્યો હતો, અને આજ સૂધી તે પ્રમાણે એ ખાતાના પૈસાનો ઉપયોગ થતો હતો.

એ ખાતાની વ્યવસ્થા કરવા સારૂ એક સભા સ્થાપવામાં આવતી, તેમાં કેટલાક સરકારી અમલદારો અને કેટલાક બીજા ગૃહસ્થોને સરકાર નીમતી. એ સભાનું નામ **લોકલફંડ કમિટી** હતું. મ્યુનિસિપાલિટિમાં સરકાર તરફથી કમિશનરો નીમવાથી જે જે હાનિ થવાનો સંભવ બતાવ્યો છે, તે તે હાનિ થવાનો સંભવ આમાં પણ રહેતો. વળી એમ પણ કહેવાયછે કે મ્યુનિસિપાલિટિઓમાં તો કંઈક ઠીક હતું, પણ આ ખાતાનો કારભાર તો તદન અમલદારના હાથમાંજ હતો, ને કમિટીઓ નામની માત્ર હતી.

જૂદા જૂદા જીલ્લામાં લોકલફંડની કેટલી ઉપજ અને ખર્ચ છે, તે નીચે લખેલા આંકડા ઉપરથી જણાઈ આવશે.

| જીલ્લાનું નામ. | ઉપજ રૂ. | ખર્ચ રૂ. | વર્ષ. |
|---|---|---|---|
| અમદાવાદ ... | ૧૬૫૮૩૦ | ૨૧૨૬૩૦ | સને૧૮૭૭-૭૮ |
| ખેડા ......... | ૨૦૩૪૦૭ | ૨૨૭૭૨૩ | સને ૧૮૭૭-૭૮ |
| સુરત ......... | ૨૨૪૬૧૦ | ૨૦૨૫૧૦ | સને૧૮૭૪-૭૫ |
| ભરૂચ ......... | ૨૦૬૭૨૦ | ૨૧૪૦૮૦ | સને૧૮૭૪-૭૫ |
| પંચમહાલ...... | ૬૫૩૧૮ | ૭૯૦૬૪ | સને૧૮૭૭-૭૮ |

મ્યુનિસિપાલિટિમાં તથા લોકલફંડ કમિટીમાં હમેશાં પ્રમુખસ્થાને હોદ્દાના અમલથી જીલ્લાના કલેક્ટરની નીમણુંક થતી, તેથી પણ અયોગ્ય દાબ રહેવાનો સંભવ વધતો.

આ રીતિમાં તા૦ ૧૮ મી મે સને ૧૮૮૨ નો રિપન સરદારનો ઠરાવ થયો તેથી ફેરફાર કરવામાં આવ્યો છે, તે હવે લખવામાં આવશે.

## પ્રકરણ ૩ જું.

—0—

### મ્યુનિસિપાલિટિ.

મ્યુનિસિપાલિટિ તથા લોકલફંડ એ બંને ખાતાં વિષે પૂર્ણ માહિતી હોવી જોઇએ, કારણ કે એ બંને ખાતાં પ્રજાના પૈસાથી ચાલેછે ને તે પ્રજાના સુખની વૃદ્ધિ કરવા

સારૂ, પ્રજામાં વિદ્યાનો પ્રસાર કરવા સારૂ, અનેબીજાં પ્રજાના હિતનાં કામ સારૂ ઊભાં કરવામાં આવ્યાં છે.

"મ્યુનિસિપાલિટિ" એ અંગ્રેજી ભાષાનો શબ્દ છે, તેનો ગૂજરાતીમાં "સુધરાઇખાતું" એવો અર્થ કરવામાં આવ્યો છે. જે શહેરમાં કે ગામમાં તેની સ્થાપના કરવામાં આવેછે, તે શહેરના કે ગામના લોકો ઉપર લાગો નાંખીને, આયાત માલ ઉપર જકાત ઠરાવીને, અથવા બીજી યુક્તિથી પૈસા ઉપાર્જન કરવામાં આવેછે. તેનો હેતુ લોકોના સુખની વૃદ્ધિ કરવાનો છે. મ્યુનિસિપાલિટિના પૈસાથી તે શહેરમાં કે ગામમાં સારા અને સુઘડ રસ્તા બાંધવામાં આવેછે, મહોલ્લે મહોલ્લે ને પોળે પોળે દીવા કરવામાં આવેછે, રસ્તા ઉપર પાણીનો છંટકાવ કરવામાં આવેછે, વાળી ઝાડીને ગંદકી ઓછી કરવામાં અને અટકાવવામાં આવેછે, વિદ્યાનો પ્રસાર કરવા પુસ્તકશાળા અને બીજાં વિદ્યાલય સ્થાપવામાં આવેછે, રોગની શાન્તિ થવાસારૂ ઇસ્પિતાલો અને દવાખાનાં સ્થાપવામાં આવેછે, એ આદિ અનેક રીતે પ્રજાનાઃ સુખનાં સાધનો યોજવામાં આવેછે.

એ ઉપરથી જણાયછે કે માત્ર રૈયતના પૈસાનું અને રૈયતના હિતનું એ ખાતું છે. પરંતુ આજસૂધી તેનો વહિવટ સરકારે ઘણુંકરીને પોતાના નોકરોના હાથમાં રાખ્યો હતો. પ્રજામાંના ઘણાક માણસો એમ જાણતા કે રાજ્ય ચલાવવા બીજા કર જેવા લેવાયછે, તેવા આ કર પણ છે, ને તે સરકાર લેછે તો આપી છૂટવું. એ સરકારી ખાતું છે, ને તેમાં પ્રજાને બોલવાનો અધિકાર નથી. અમલદાર પોતાની મરજી પ્રમાણે તે પૈસાનો ઉપયોગ કરે, તોપણ આપણે જોયાજ કરવું. તેઓની આવી સમજથી બહુ હાનિ થવા લાગી. તેઓ બિચારા પૈસા આપી વેગળા રહેતા.

વખતે તે ખાતાવાળાનું કરેલું કંઇ કામ રૂચતું ન આવે તો તે લોકો ગણગણ કરી છાનામાના બેસી રહેતા. જેઓ એ ખાતાનો હેતુ સમજતા તેઓ વખતે રૈયતનું દુઃખ નિવારણ કરવાને તેની મરજી જણાવવા યોગ્ય રસ્તે પ્રયત્ન કરતા, પરંતુ તેવાની સંખ્યા ઘણી થોડી હોવાથી ઘણીવાર પ્રજાની બૂમ કાયમ રહેતી. સરકારી મોટા અમલદારો ઘણુંકરીને આ દેશના વતની નહિ હોવાથી તેઓ આ દેશની રીત ભાત, રીવાજ, તથા લોકોની મનોવૃત્તિથી પૂરેપૂરા માહિતગાર ન હોય એમાં કંઈ નવાઇ નથી. તેથી વખતે તેઓ જે કામ પ્રજાના હિતનું સમજી કરે, તે કામ તેમને ફાવતું ન આવે તો તે કરવાથી અરૂચી ઉત્પન્ન થતી. એ પ્રમાણે એ સરકારી વહિવટથી રાજા તથા પ્રજા બંનેના હિતને હાનિ પહોંચવાનો વધારે સંભવ રહેછે.

સરકારી વહિવટ એટલે માત્ર અમલદારોજ વહિવટ કરે એવી રીત નહોતી. છેવટ મુંબાઇ સરકારે સને ૧૮૭૩ ની સાલનો છઠ્ઠો કાયદો કર્યો, તેમાં એવું ઠરાવ્યું કે કેટલાક સરકારી નોકરો અને કેટલાક પ્રજામાંના માણસોને સરકાર નીમે, તે બધા મળી એ ખાતાનો વહિવટ ચલાવશે. તે પ્રમાણે તે સાલથી વહિવટ ચાલવા માંડયો. એવી રીતિને સ્થાનિક સ્વરાજ્યની પદ્ધતિ કહી શકાતી નથી. સરકારી અમલદારો પોતાને યોગ્ય લાગે તેમને પસંદ કરતા, પરંતુ તે અમલદારો પરદેશી હોવાથી તે માણસો રૈયતને જોઇએ તેવા હમેશાં નિમાતા નહિ. વળી એ નિમેલા ગૃહસ્થોના ઉપર અમલદારોની માનસિક સત્તા રહેતી. સ્વાભાવિક રીતે તેઓ એમ ધારતા કે આ અમલદારે આપણને નીમ્યા કે નિમાવ્યા છે, તો તેની વિરૂદ્ધ બોલવું કે મત આપવો એ

ઉચિત નથી; એટલુંજ નહિ, પણ તેમ કરવાથી વખતે આપણો હોદ્દો જતો રહેશે.

એ બધા વહિવટદારોને **કમિશનર** કહેછે. કમિશનરોની સત્તા એ કાયદામાં ઘણી થોડી હતી, તેથી પણ અયોગ્ય અસર તેમના મન પર થતી.

એથી રૈયતના માણસો કહેવા માત્ર નિમાતા, પણ વાસ્તવિક સત્તા અમલદારોના હાથમાં રહેતી ને ઘણુંકરીને તેઓ કરતા તે થતું.

એ રીતિ બદલવાનો ન્યાયી **રિપને** આગળ કહ્યા પ્રમાણે ઠરાવ કર્યો, ને તેમાં ફેરફાર થયો, તે હવે કહેવામાં આવશે.

ગૂજરાતની મ્યુનિસિપાલિટિઓમાં પૈસા ઉપાર્જન કરવાના રસ્તા ઘણુંકરીને બધે એક સરખા છે. દરવાજે અથવા નાકે ગાડું, ઘોડું આદિ વાહન શહેરમાં કે ગામમાં પેસે તેનું નાકું લીધામાં આવેછે; શહેરમાં કે ગામમાં જે ગાડીઓ ફરેછે, તે ઉપર કર લેવાયછે; ને જાજરૂ વેરો, ઘરવેરો, આદિ બીજા પણ વેરા નાંખવામાં આવેછે; માલ ઉપર જકાત લેવાયછે અને બીજી કેટલીક પરચૂરણ ઉપજ આવેછે. તે ઉપરથી સાફ જણાયછે કે એ ખાતામાં રૈયતનાજ પૈસા છે, ને એમાં સરકારી પૈસાનો કંઇ ભાગ નથી.

ગૂજરાતમાં કિયાં કિયાં શહેરો તથા ગામોમાં મ્યુનિસિપાલિટિ સ્થપાઈ છે, તેઓની વાર્ષિક પેદાશ કેટલી છે, અને ખર્ચ કેટલો છે, તથા તે દરેક ક્યારે ક્યારે સ્થાપવામાં આવીછે તે નીચેના કોઠાથી જણાશે.

| જે ગામમાં મ્યુનિસિપાલિટિ છે તે ગામનું નામ. | તેની ઉપજ રૂ. | તેનું ખર્ચ રૂ. | કયી સાલમાં. | સ્થાપન થયાની તારીખ તથા શેરો. |
|---|---|---|---|---|
| **અમદાવાદ જીલ્લો.** | | | | વધારે ખર્ચ થાયછે તે કરજમાંથી. |
| ૧. અમદાવાદ... | ૨૭૫૪૪૬ | ૩૧૭૯૮૦ | ૧૮૭૭-૭૮ | |
| ૨. વીરમગામ .. | ૨૬૩૧૩ | ૨૮૦૮૩ | ,, | |
| ૩. ધોળકા ...... | ૧૪૭૧૦ | ૧૬૮૦૯ | ,, | |
| ૪. ધંધુકા ...... | ૫૫૨૨ | ૫૯૦૩ | ,, | |
| ૫. ઘોઘા ....... | ૩૫૧૨ | ૩૧૧૧ | ,, | |
| ૬. મોડાસા..... | ૨૮૫૯ | ૨૭૪૧ | ,, | |
| ૭. પરાંતીજ.... | ૨૪૩૮ | ૨૦૩૫ | ,, | |
| ૮. માંડલ ...... | ૧૪૯૨ | ૧૪૯૦ | ,, | |
| કુલ | ૩૩૨૩૫૨ | ૩૭૮૧૫૨ | | |
| **ખેડા જીલ્લો:-** | | | | |
| ૧. ખેડા....... | ૭૫૫૦ | ૭૫૨૦ | ૧૮૭૭-૭ | |
| ૨. કપડવણજ... | ૬૬૮૦ | ૭૫૪૦ | ,, | |
| ૩. મેહેમદાવાદ.. | ૩૪૪૦ | ૪૧૨૦ | ,, | |
| ૪. ડાકોર ...... | ૧૯૮૧૦ | ૨૧૫૫૦ | ,, | |
| ૫. નડીઆદ.... | ૧૬૦૮૦ | ૨૦૩૮૦ | ,, | |
| કુલ | ૫૩૫૬૦ | ૬૧૧૧૦ | | |
| **સુરત જીલ્લો:-** | | | | |
| ૧. સુરત....... | ૧૯૪૭૫૦ | ૧૫૪૬૮૦ | ૧૮૭૪-૭૫ | ૧૫-૫-૫૨ |
| ૨. વલસાડ..... | ૧૯૩૨૦ | ૧૩૫૮૦ | ,, | ૨૪-૧૦-૫૫ |
| ૩. રાંદેર ....... | ૧૩૮૦૦ | ૧૦૬૮૦ | ,, | ૧૪-૪-૬૮ |
| ૪. માંડવી...... | ૪૪૬૦ | ૫૬૧૦ | ,, | ૨૬-૨-૬૮ |
| કુલ | ૨૩૨૩૩૦ | ૧૮૪૫૫૦ | | |

| | | | | |
|---|---|---|---|---|
| **ભરૂચ જીલ્લો:-** | | | | |
| ૧. ભરૂચ...... | ૭૬૮૯૦ | ૫૩૨૦૦ | ૧૮૭૪-૭૫ | |
| ૨. જંબુસર..... | ૭૬૮૦ | ૫૭૧૦ | ,, | |
| કુલ | ૮૪૫૭૦ | ૫૮૯૧૦ | | |
| **પંચ મહાલ.** | | | | |
| ૧. ગોધરા ... | ૩૩૧૬ | ૩૩૩૪ | ૧૮૭૭ | ૧૮૭૬-૭૭ |
| ૨. દાહોદ...... | ૧૭૨૪ | ૨૨૮૫ | ,, | ,, |
| કુલ. | ૫૦૪૦ | ૫૬૧૯ | | |

## પ્રકરણ ૪ થું.

—o—

### લોકલ બોર્ડ × ( સ્થાનિક મંડળી ).

### સને ૧૮૮૪ નો કાયદો ૧ લો.

મુંબાઇ ઈલાકામાં લોકલફંડ ખાતામાં સ્થાનિક સ્વરાજ્યની સ્થાપના કરવાના હેતુથી, અને તેનો વહિવટ વ્યવ-

× "લોકલ બોર્ડના" કાયદાના ગૂજરાતી તર્જુમામાં તેનો અર્થ "સ્થાનિક મંડળી" આપ્યો છે, પરંતુ તે અર્થ તર્જુમામાં કોઇ ઠેકાણે વાપર્યો નથી. તેમાં તો અંગ્રેજી શબ્દો કાયમ રાખ્યા છે. "ડિસ્ટ્રીકટ લોકલ બોર્ડ" નો અર્થ "જીલ્લા લોકલ બોર્ડ," અને "તાલુકા લોકલ બોર્ડ" નો અર્થ "તાલુકા લોકલ બોર્ડ" તે ગૂજરાતીમાં કર્યો છે, એટલે વહિવટમાં તે શબ્દો વપરાશે. માટે આ નિબંધમાં બીજા શબ્દો વાપરવાથી કેટલાક લોકને ગુંચવણ પડવાનો સંભવ રહેછે તેથી આમાં પણ તેજ શબ્દો વાપર્યા છે.

સ્થિત કરવાના હેતુથી મુંબાઇની કાયદા કરનારી સભાએ કાયદો કર્યો છે, તેને સને ૧૮૭૪ નો મુંબાઇનો લોકલ બોર્ડ આક્ટ કહેછે. આ કાયદામાં સદહૂ સ્થાનિક મંડળીઓની સ્થાપના, તેઓની રચના, તેઓનો અધિકાર, તેઓની પુંજી, એ આદિ બાબતોના નિયમ કરેલા છે. હવેથી લોકલફંડ-નો તમામ વહિવટ એ કાયદાના આધારે ચાલવાનો છે, માટે તે સંબંધી યોગ્ય માહિતી મેળવવાની દરેક જણને અગત્ય છે.

## સ્થાનિક મંડળીની સ્થાપના અને અધિકાર.

બે જાતની સ્થાનિક મંડળીઓ સ્થાપી છે તેમાં એકનું નામ "જીલ્લાની સ્થાનિક મંડળી" (ડિસ્ટ્રિક્ટ લોકલ બોર્ડ), અને બીજીનું નામ "તાલુકાની સ્થાનિક મંડળી" (તાલુકા લોકલ બોર્ડ) પાડયું છે.

જીલ્લા લોકલ બોર્ડને જે જીલ્લામાં તેની સ્થાપના કરી હોય તે આખા જીલ્લામાં, અને તાલુકા લોકલ બોર્ડને જે તાલુકામાં તેની સ્થાપના કરી હોય તે આખા તાલુકામાં, કામ કરવાનો અધિકાર આપ્યો છે. પરંતુ તે જીલ્લામાં અ-ને તાલુકામાં જે મ્યુનિસિપાલિટિ હોય અથવા લશ્કરી છા-વણી હોય, તે બંનેની હદમાં તેમનો અધિકાર નહિ. (કલ-મ. ૪). એવો ઠરાવ કરવાનું કારણ એ છે કે શહેર અ-થવા કસ્બા તળને માટે જે કારણથી મ્યુનિસિપાલિટિની સ્થા-પના કરી છે, તેજ કારણ માટે પ્રગણાના લોકોને સારૂ લોકલ ફંડની સ્થાપના કરી છે, એમ બતાવવામાં આવ્યું છે. માટે જ્યાં મ્યુનિસિપાલિટિ હોય, ત્યાં આવા બોર્ડને અ-ધિકાર આપવાની જરૂર નથી.

એ બંને જાતનાં બોર્ડોની રચના નીચે પ્રમાણે કરવાનું ઠરાવ્યું છે:—

૧. (એક) પ્રમુખ.

૨. ઓછામાં ઓછા અર્ધા મેંબરો (સભાસદો) રૈયતના ચૂંટી કાઢેલા અથવા પસંદ કરેલા.

૩. બીજા અર્ધા સરકારના નિમેલા મેંબરો. તેમાં ઓછામાં ઓછા અર્ધા ભાગના સરકારના પગારદાર × નોકરો ન હોય તેઓને નિમવા જોઇએ. (કલમ. ૫.)

કુલ મેંબરો પૈકી અર્ધા પ્રજાના ચૂંટી કાઢેલા નિમવાનો ઠરાવ કર્યો છે, પરંતુ તે ચૂંટી કાઢવાનો હકક નીચે પ્રમાણે આપ્યો છે.

તાલુકા લોકલ બોર્ડમાં ચૂંટી કાઢી નિમવાના મેંબરોની વિગત:—(કલમ. ૬.)

૧. એ તાલુકાની વસ્તી જો પાંચ હજાર કરતાં વધારે માણસની હોય, અને તે તાલુકામાં જો મ્યુનિસિપાલિટિ હોય તો, તે મ્યુનિસિપાલિટિના કમિશનરો પોતામાંથી એક માણસને પસંદ કરે તે એક મેંબર.

૨. એ તાલુકાનાં ગામોના જૂદા જૂદા સમુદાય (ગ્રુપ) કરવાનો ઠરાવ કર્યો છે. * દરેક ગ્રામ્યસમુદાયના જે લોકોને ચૂંટી કાઢવાનો હકક મળ્યો હોય,

---

× સરકારનું પેન્શન ખાતો હોય તેને કાયદામાં પગારદાર નોકર ગણ્યો નથી. (કલમ. ૩.)

* ગુજરાતમાં દરેક જીલ્લામાં કેટલાં તાલુકા લોકલબોર્ડ સ્થાપવામાં આવ્યાં છે, ને તે દરેકની રચના કેવી કરી છે, તથા તે દરેક તાલુકા લોકલબોર્ડના આ નિયમ પ્રમાણે કેટલા સમુદાય કરેલા છે, ને તે દરેકમાં કિયાં કિયાં ગામ આવ્યાં છે, તે પરિશિષ્ટ. ૧ લામાં બતાવેલું છે.

તે લોકો જેને પસંદ કરે તે. દરેક સમુદાય વાર એક એક મેંબર એ પ્રમાણે થવાનો.

૩. તે તાલુકામાં આખાં ઈનામી ગામવાળા જે હોય, તે બધા મળીને પોતામાંથી જેને ચૂંટી કાઢે તે એક મેંબર. પરંતુ જો તે તાલુકામાં તેવો માણસ એકજ હેય, તો તે પંડે અથવા તે જેને મોકલે તે મેંબર ગણાશે.

**હવે જીલ્લા લોકલબોર્ડમાં ચૂંટી કાઢી નિમવાના મેંબરોની વિગત:**—(કલમ. ૭. )

૧. જીલ્લામાં જેટલાં તાલુકા લોકલબોર્ડ હોય તે દરેક બોર્ડના મેંબરો પોતામાંથો એકને પસંદ કરીને મોકલે તે. એટલે દરેક તાલુકા બોર્ડનો એક એક મેંબર આવવાનો. વખતે સરકાર ફરમાવે તો એક કરતાં વધારે તાલુકા બોર્ડ ભેગાં થઈ તે બધાના મેંબરો મળી નિમે તે માણસ; અથવા એક બોર્ડ એક કરતાં વધારે માણસ નિમે તેઓ. અર્થાત્ બે, ત્રણ કે વધારે બોર્ડ વચ્ચે એક, અને વખતે એક બોર્ડના વધારે મેંબર નિમાવાનો સંભવ ખરો. પરંતુ તાલુકા બોર્ડના મેંબરો પોતાના તાલુકાના મામલતદારને પોતાની તરફનો મેંબર નિમી શકે નહિ.

૨. એ જીલ્લાની મ્યુનિસિપાલિટિઓ પૈકી જે મ્યુનિસિપાલિટિની હદમાં અઢાર હજાર કરતાં વધારે માણસની વસ્તી હોય, તેવી દરેક મ્યુનિસિપાલિટિના કમિશનરો પોતામાંથી જે એકને નીમે તે માણસ.

**૩. એ જીલ્લામાં જે ઈનામી ગામવાળા હોય, તે બધા મળી પોતામાંથી જે એકને નિમે તે. પણ જો એકજ એવો**

માણસ હોય, તો તે પંડે અથવા તે જેને નિમે તે મેંબર ગણાશે.

આ નિયમો આપ્યા તે પ્રમાણે બંને બોર્ડોની જે રચના છે તે સહેલાઇથી સમજાય એવા હેતુથી નીચેનાં બે કોષ્ટકો આપ્યાં છે.






## મેમ્બરો થવાને લાયક માણસો.

તાલુકા લોકલબોર્ડના મેમ્બરો પૈકી અર્ધા પ્રજામતથી નિમવાનો ઠરાવ છે, તેમાંના મ્યુનિસિપાલિટિ તરફથી તથા ઇનામી ગામોવાળા તરફથી જે મેમ્બરો નિમવાના તે સિવાયના તે તાલુકાના લોકો પસંદ કરી નિમશે. પરંતુ ગમે તે માણસ ગમે તેને પસંદ કરશે, એવું એ ઉપરથી સમ-

જવાનું નથી. પસંદ કરવાનો મત આપવાનો કોને કોને હક્ક છે, અને કોણ કોણ મેંબર થવાને લાયક છે, અને કોણ કોણ નાલાયક છે, તે બાબતના તે કાયદામાં નિયમ બાંધેલા છે.

આખા તાલુકામાંથી નીચે લખેલા છ અથવા સાત વર્ગના માણસોને મેમ્બર થવા લાયક ઠરાવ્યાછે. (કલમ ૧૦મી).

૧. તે તાલુકામાં દરવરસે અડતાળીસ કે તે કરતાં વધારે રૂપિઆ વિઘોટીના ભરનાર જે હોય તે જમીનદારો. કદાપિ કોઇ તાલુકાના લોકો સારૂ સરકાર અડતાળીસ કરતાં ઓછા રૂપિઆની વિઘોટીની હદ ઠરાવે, તો તેટલી ઓછી રકમ ભરનાર જમીનદારો પણ લાયક ગણાશે.

પરંતુ કોઇ જમીનની વિઘોટી ભરવી નહિ પડતી હોય, તો તે જમીનની વિઘોટી ભરવી પડે, તો જે આંકડો ઠરે તે આંકડા પ્રમાણે તેવા જમીનદારની લાયકી ગણાશે. એટલે તે આંકડો જો અડતાળીસ કે તે કરતાં વધારે હોય, તો તે લાયક ગણાશે ને ઓછો હશે તો નાલાયક ગણાશે. ટૂંકામાં આ રકમ પ્રમાણે ત્રણ રૂપિઆ "લોકલફંડ ભરનાર તમામ જમીનદારો લાયક છે.

૨. તે તાલુકામાં રકમ ૧ માં બતાવી તે સિવાયની પાંચ હજારની સ્થાવર મિલ્કત જેમની પાસે હોય તે માણસો. એ સ્થાવર મિલ્કતની કીમત નકી કરવાનું કામ જીલ્લાના કલેકટરનું છે.

૩. તે તાલુકામાં જે લોકોની કમાઈ વર્ષે દહાડે પાંચસેં કરતાં ઓછી નહિ હોય તે માણસો. અમુક માણસની કમાણી કેટલી છે તે જીલ્લા કલેકટર ઠરાવશે.

આ નિયમ પ્રમાણે હાલમાં લાયસન્સટેક્સ* ભરનાર

---

* લાયસન્સ ટેક્સને બદલે હાલ ઇનકમટેક્સ થયેલો છે તે સમજવો.

તમામ માણુસો મેમ્બર થવાને લાયક છે.

૪. તે તાલુકામાં જે સરકારી પેન્શન ખાનારાઓનો દરમાયો પચાસ રૂપિઆ કરતાં ઓછો નહિ હોય તેવા પેન્શનરો.

૫. તે તાલુકામાં જે આનરરી માજીસ્ટ્રેટો રહેતા હોય તે.

૬. તે તાલુકાના તાબાનાં ગામોના મુલ્કી તથા પોલીસ પટેલો.

૭. એ સિવાય સરકાર જેઓને સરકારી ગેઝીટમાં જાહેરનામું પ્રસિદ્ધ કરીને લાયક ઠરાવે તે માણુસો.

પરંતુ તેમાંથી નીચે લખેલા માણસોને નાલાયક ઠરાવી બાતલ કરેલા છે.

### મેમ્બર થવાને નાલાયક માણસો.

૧. સ્ત્રીઓ માત્ર.

૨. જેમની ઉમ્મર એકવીશ વર્ષ કરતાં ઓછી હોય તેવા પુરૂષો.

૩. જે જીલ્લા જડજ કે સબાડિનેટ જડજ હોય તે અથવા તેમાંના ગમે તે હોદ્દાનું જે કામ કરતો હોય તે.

૪. જે માણસની ઉપર ઘરમેળે સમાધાન ન થઇ શકે એવો ગુન્હો કોઇ પણ ફોજદારી કોર્ટે સાબીત ઠરાવ્યો હશે, ને તે ઠરાવ આખર સુધી બહાલ રહ્યો હશે, તેવા માણસ.

૫. જે દેવાળીઆને સર્ટિફીકેટ ન મળ્યું હોય અથવા જે નાદારને છોડી ન મૂકયો હોય તે દેવાળીઓ કે નાદાર.

૬. જે તેજ લોકલબોર્ડના તાબામાં નોકર કે અમલદાર હશે તે માણુસો.

૭. જેનો લોકલબોર્ડના કોઇ પણ કામમાં, અથવા તેની સાથે કરેલા કોઇ પણ કરારમાં, અથવા તેના તાબાની નોકરીમાં સંબંધ કે હિત હોય તે માણુસો. તે સંબંધ કે હિત સ્પષ્ટ માલૂમ ન પડતાં હોય, તોપણ તે નાલાયક છે.

સિવાય કોઇ મનુષ્ય મેમ્બર થયા પછી ઉપર લખેલાં કોઇપણ કારણથી નાલાયક ઠરે, અથવા તે લાગટ ચાર માસ સૂધી તે જીલ્લામાંથી ગેરહાજર રહે, તો તે પણ નાલાયક ગણાશે ને તેની જગા ખાલી પડશે. (કલમ ૧૧ મી.)

એ પ્રમાણે થવાથી અથવા કોઇ મેમ્બરના મરણથી કે રાજીનામું આપવાથી જો જગા ખાલી પડશે, તો તેની જગાએ બીજો મેમ્બર નીમવામાં આવશે. ખાલી પડેલી જગા સરકારથી નિમાયલા મેમ્બરની હશે, તો નવો મેમ્બર સરકાર નિમશે. ને તે જો પ્રજામતથી નિમાયલાની હશે તો નવો મેમ્બર પ્રજામતથી નિમાશે. (કલમ ૧૫ મી.)

એ મેમ્બરો ત્રણ વર્ષ સૂધી હોદ્દો ધારણ કરશે. (કલમ ૧૪.) પરંતુ ત્રણ વર્ષ પછી તેના તે મેમ્બરો ને ફરી નિમવાને કોઇપણ પ્રકારની હરકત નથી. (કલમ. ૧૨.)

## મેમ્બરો નિમવાનો હક્ક કોને છે ?

ઉપર પ્રમાણે મેમ્બરોની લાયકી નાલાયકી જાણ્યા પછી તેમને નિમવાનો કોને કોને હક્કછે તે જાણવાની અગત્ય છે. માટે તે સંબંધી કાયદામાં જે નિયમો ઠરાવ્યા છે તેનો સારાંશ નીચે આપ્યો છે. ( કલમ. ૧૮ ).

૧. ઉપર જે માણસોને મેમ્બર થવાને લાયક ઠરાવ્યા છે, તે તમામ માણસોને મેમ્બરો પસંદ કરવાનો મત આપવાનો પણ અધિકાર આપેલો છે; એટલે મેમ્બરો થવાને લાયક માણસોના સાત વર્ગ છે તે બધા વર્ગના માણસો આવી જાયછે. પરંતુ તે માણસ જે ગ્રામ્યસમુદાયમાં રહેતો હશે, તે સમુદાયનીજ ચુંટણીમાં મત આપી શકશે. વળી તેને અડતાળીશ રૂપિઆની વિઘોટીવાળી જમીન કે પાંચ હજાર ઉપરાંતની સ્થાવર મિલ્કત હોવાના સબબથી મત

આપવાનો હક્ક મળતો હશે, તો તે જમીન કે સ્થાવર મિ-લ્કત તે તાલુકાના એકાદ ગ્રામ્યસમુદાયની અંદર, અને પાંચ હજારની વસ્તીવાળી મ્યુનિસિપાલિટિ તે તાલુકામાં હોય તો તે મ્યુનિસિપાલિટિની હદની બહાર હોવી જોઇએ.

૨. બીજા જે માણસોને સરકાર લાયક ઠરાવે તે માણસો.

એ હક્ક માત્ર એકવીશ વર્ષની અંદરના પુરૂષ કે સ્ત્રીને આપ્યો નથી. તે સિવાય ઉપર કહેલા બધા લોકો લા-યક છે. (કલમ ૧૯.)

એ પ્રમાણે જેઓ મેમ્બર થવાને લાયક છે, તેવા માણસોનું એક પત્રક બનાવવામાં આવશે તે "યાદી નં. ૧ લો" કહેવાશે, અને જેઓ મત આપવાને લાયક છે તેઓનું એક પત્રક બનાવવામાં આવશે તે "યાદી નં. ૨ જો" કહેવાશે.

આ નિબંધના પરિશિષ્ટમાં બતાવ્યા પ્રમાણે દરેક તાલુકાના ગ્રામ્યસમુદાય સરકારે કરેલા છે, તે દરેક તાલુ-કાના દરેક ગ્રામ્યસમુદાય સારૂ એવી યાદીઓ બનાવી ક-લેક્ટર પ્રસિદ્ધ જગાએ ચોઢશે. કાયદામાં બતાવેલા નિયમ પ્રમાણે ખરો હક્કદાર છતાં જેનું નામ યોગ્ય યાદીમાં દાખલ કરવામાં ન આવ્યું હોય, તેણે તે યાદી પ્રસિદ્ધ થયા પછી એક માસની અંદર જીલ્લા કલેક્ટરને અરજી કરવી, એટલે તે બાબતનો તપાસ કરી તે વાજબી હૂકમ કરશે, ને જ-રૂર લાગશે તો યાદીમાં યોગ્ય ફેરફાર પણ કરશે.

જેને માટે સૌથી વધારે મત આવ્યા હશે, તે માણસ પસંદ થએલો ગણાશે. પરંતુ તેની તે હોદ્દો કબૂલ કરવાની ખુશી નહિ હોય, તો તેનાથી જેના મત ઓછા હશે, તેને પસંદ થએલો ગણવામાં આવશે. બે માણસોને માટે સરખા મત આવ્યા હશે, ત્યારે ચીઠ્ઠીઓ નાંખીને અથવા બીજી રીતે બેમાંથી એકને પસંદ કરવામાં આવશે. જો એકાદ

અાંય્યસમુદાયમાં કોઇપણ મત આપવા જાય નહિ, તો મેમ્બર થવાને લાયક માણસોમાંથી સરકાર પસંદ કરીને મેમ્બર ઠરાવશે. (કલમ ૨૪.)

ચૂંટણીમાં કોઇ માણસને કોઇના હક્ક વિષે કે પોતાના હક્ક વિષે કંઇ તકરાર હશે, તો તેણે જીલ્લા જજજને ચૂંટણીનું પરિણામ જાહેર થયા પછી પંદર દિવસની અંદર અરજ કરવી ને તે ઉપરથી તપાસ કરી જીલ્લા જજજ તે ચૂંટણી રદ કરવાનો અથવા તેમાંથી કોઇનું નામ કાઢી નાંખવાનો, કે કોઇને પસંદ થએલો ઠરાવવાનો હૂકમ કરવાને મુખત્યાર છે. (કલમ ૨૫.)

## ઇનામદારોનો મેમ્બર.

દરેક બોર્ડમાં પ્રજાના મેમ્બરો છે, તેમાં ને તાલુકાના કે જીલ્લાના ઇનામદારો તરફથી એક મેમ્બર નિમવાનો ઠરાવ છે. દરેક તાલુકામાં કે દરેક જીલ્લામાં કિયા ઇનામદારોને પસંદ કરવાનો હક્ક છે, ને કોણ મેમ્બર થવાને લાયક છે, તે વાતનો નિર્ણય જીલ્લા કલેકટર સરકારની મંજુરી લેઇ કરશે. પછી તે બંને વર્ગના ગૃહસ્થોનાં બે પત્રક બનાવશે.

ચૂંટણી થવાની તારીખના ઓછામાં ઓછા દશ દિવસ અગાઉ મેમ્બર થવાને લાયક ગૃહસ્થોના પત્રકની એક એક નક્કલ મત આપવાને લાયક ઠરાવ્યા હશે તે દરેકને ઘેર મોકલશે. તેણે તે પત્રકમાંથી પોતાની મરજી પ્રમાણે એકનું નામ લખી કલેકટરને મોકલી દેવું. એ પ્રમાણે આવેલા મત ઉપરથી કલેકટર ચૂંટણીનું પરિણામ નકી કરશે.

## અધ્યક્ષ અને ઉપાધ્યક્ષ તથા તેમની સત્તા.

દરેક લોકલબોર્ડના મેમ્બરોમાંથી સરકાર એકને અ-

ધ્યક્ષ અથવા પ્રમુખ ઠરાવશે. પરંતુ સરકારની મરજી હશે તો કોઇ બોર્ડના મેમ્બરોને પોતામાંથી એકને પસંદ કરી અધ્યક્ષ નીમવાનો અધિકાર + આપશે.

જો અધ્યક્ષ સરકારનો પગારદાર નોકર * હોય, તો મેમ્બરોને સરકારની મજુરીથી એક ઉપાધ્યક્ષ નિમવાનો હક્ક છે. એ અધ્યક્ષ તથા ઉપાધ્યક્ષ પણ ત્રણ વર્ષ સુધી હોદો ધારણ કરશે. (કલમ ૨૭.) તે દરમિયાન અધ્યક્ષ નીચે પ્રમાણે અધિકાર ભોગવશે. (કલમ ૨૮).

૧. તે હમેશાં બોર્ડના અધ્યક્ષ સ્થાને બેસશે.

૨. બોર્ડના ઉપજ ખર્ચ તથા વહીવટ સંબંધી તે દેખરેખ રાખશે, અને બોર્ડની આગળ જે જે કામ રજુ કરવાનાં, તે એ અધ્યક્ષ કરશે.

૩. બોર્ડના સઘળા અમલદારો તથા નોકરો ઉપર દેખરેખ રાખશે, અને તેઓના પગાર કે નોકરી વગેરે બાબતની તકરારનો નિકાલ પણ તેજ કરશે.

૪. કલેકટર સાથે પત્ર વ્યવહાર ચલાવશે, તેમને જે જે કાગળો મોકલવા પડશે તે મોકલશે.

૫. અધ્યક્ષ જો સરકારી નોકર હશે, અને જો તે સરકારથી નિમાયો હશે, તો બોર્ડની સભા વખતે તેને મત આપવાનો અધિકાર નથી. પરંતુ કોઇ વાતનો નિર્ણય કરતાં બે પક્ષમાં સમાન મત આવે તો અધ્યક્ષનો મત લેઇ તે વાતનો નિર્ણય કરવાનો ઠરાવ છે.

દરેક બોર્ડમાં અધ્યક્ષ નિમાશે, પરંતુ ઉપાધ્યક્ષ કેટલાંક બોર્ડમાં નિમવાની જરૂર પડે, ને કેટલાંકમાં ન પણ

---

+ એવો અધિકાર હાલ કોઈ બોર્ડને સરકારે આપ્યો નથી.

* પેન્શનર એવો નોકર ગણાતો નથી.

૫૩. + જ્યાં તે નિમાય ત્યાં તેને નીચે પ્રમાણે અધિકાર છે. (કલમ ૨૯).

૧. અધ્યક્ષ ગેરહાજર હોય ત્યારે તેને સ્થાને બેસવું.

૨. અધ્યક્ષ જે કામ સોંપે તે કરવાં.

## લોકલ બોર્ડના ધર્મ.

એ પ્રમાણે દરેક લોકલબોર્ડમાં.મેમ્બરો નિમવાનો મત આપવાનો કોને અધિકાર છે, કોને મેમ્બર નિમી શકાય, ઇનામદારોનો મેમ્બર શી રીતે નિમાશે, અધ્યક્ષ, ઉપાધ્યક્ષની નિમણુંક શી રીતે થશે, અને સરકાર તરફના કેટલા અને કેવા મેમ્બરો નિમાશે, એ આદિ હકીકત લખવામાં આવી, એટલે દરેક બોર્ડની સ્થાપના થવા જે જે નિયમો જાણવાની અગત્ય તે જણાવવામાં આવ્યા. હવે તે બોર્ડ કિયાં કામ કરવા સ્થાપવામાં આવ્યાં છે તે જાણવું જોઈએ, માટે તેનાં કર્તવ્ય કર્મ પ્રથમ બતાવવામાં આવેછે, તેની વિગત:— (કલમ ૩૦.)

૧. રસ્તા બાંધવા તથા રાહદારીનાં બીજાં સાધનો યોજવાં અને જે રસ્તા તથા રાહદારીનાં સાધનો હોય તેને જાળવી રાખવાં, તથા તે ઉપર મરામત કરવી.

૨. હાસ્પીતાલો, દવાખાનાં, બજારો, ધર્મશાળા, તથા બીજી સાર્વજનિક ઇમારતો બાંધવી, તથા તેમની મરામત કરવી. તે જગાઓ જાતે જોવી, તેમનો વહીવટ કરવો, અને તેઓને જાળવી રાખવી.

૩. સાર્વજનિક તળાવ, કૂવા તથા નવાણ બાંધવાં અને

---

+ હાલ બધાં બોર્ડોમાં સરકારી અમલદારોને સરકારે અધ્યક્ષ ઠરાવ્યા છે, તેથી દરેક બોર્ડમાં ઉપાધ્યક્ષ નીમવાનો મેમ્બરોને હક્ક છે. (જુઓ પરિશિષ્ટ).

તેમની મરામત કરવી; તેમાંથી અથવા બીજી રીતે જોઇએ તેટલું પાણી લાવવું; અને પાણી બગાડવા નહિ દેતાં પીવાના તથા રાંધવા સીંધવાના કામમાં વપરાય એવું રાખવા યોજના કરવી.

૪. હલકા દરજ્જાની * નિશાળોને માટે યોગ્ય જગાની સગવડ કરી આપવી, તથા તેઓને તપાસવી, ચાલુ રાખવી, અને તે સારૂ શિક્ષકો જોઈએ તે તૈયાર કરવા, અને હલકા દરજ્જાની† વિદ્યાની વૃદ્ધિ તથા પ્રસાર કરવો.

૫. લોકોને શીળી કડાવવાનું કામ તથા આરોગ્યતારક્ષક કામ કરવાં; અને સાર્વજનિક આરોગ્યતાના ઉપાય યોજવા.

૬. બોર્ડના તાબાના રસ્તાની આજુ બાજુએ તથા થડમાં ઝાડો રોપવાં, તથા તેમનું રક્ષણ કરવું.

૭. બોર્ડના તાબામાં જે કંઇ માલ મિલ્કત આવે તે રાખવી.

એ પ્રમાણે કૃત્યો પોતાની હદના લોકોના લાભ સારૂ દરેક બોર્ડે પૈસાના સુમાર ઉપર નજર રાખી કરવાં જોઈએ.

તે સિવાય જો પૈસા પહોંચતા હોય, તો કરી શકાય એવાં બીજાં કેટલાંક કામ છે, તેની વિગતઃ—

૧. નમૂનાનાં ખેતર રાખવાં, પરદેશી ઝાડો ઉછેરાવવાં, ઊંચી જાતનાં બી લાવવાં અને લોકોને વાવવા આપવાં, ઢોરની અને ઘોડાની ઓલાદ સુધારવી, અને માછલાં લાવવાં તથા તેમનું રક્ષણ કરવું.

---

* Primary Schools નો અર્થ ગૂજરાતી તર્જુમામાં "કનિષ્ટ પ્રતિની નિશાળો," † અને Primary Education નો અર્થ "કનિષ્ટ પ્રતિની વિદ્યા" કરેલો છે. પરંતુ ગૂજરાતી શબ્દોના અર્થ ઉપર નજર કરતાં તે તર્જુમો સારો નથી. એટલુંજ નહિ પણ તેનો ખોટો અર્થ થવાનો સંભવ રહેછે, માટે મેં આ શબ્દો વાપર્યા છે.

૨. દુકાળના તથા ખરડીઆના વર્ષોમાં મદદ આપવી, તથા મદદ આપવા સ્થાનિક યોજનાઓ કરવી.

૩. ઉપર વિદ્યાનાં જે કામ કરવાનાં કહ્યાં છે, તે સિવાયનાં બીજાં કામો કરવાં.

૪. લોકોની આરોગ્યતા, સુખ, અને સોઇ વધે તેવાં સ્થાનિક કામો કે યોજનાઓ કરવી.

## લોકલફંડની ઉપજ.

એવાં લોકોના હિતનાં કાર્યો કરવા સારૂ લોકલફંડની સ્થાપના કરવામાં આવી છે. તે ફંડ સારૂ પૈસા ઉપાર્જન કરવાના નિયમો તે કાયદામાં નીચે પ્રમાણે છે. (કલમ ૪૪).

૧. સિંધ સિવાય બીજે બધે ઠેકાણે લોકલફંડનો જે લાગો + નાંખવામાં આવ્યો છે, તે લાગો વસૂલ કરવાનું ખર્ચ જતાં જે ચોખ્ખી પેદાસ થાય તે; એટલે જમીનની વિઘોટીના એક રૂપિએ એક આનો લેવાનો ઠરાવ છે તે પ્રમાણે જે રકમ ઉત્પન્ન થાય તે.

૨. તરો (નાની હોડીઓ) * બાબતના કાયદા પ્રમાણે ખર્ચ જતાં જે ચોખ્ખી પેદાસ થાય તે, તથા તે કાયદા પ્રમાણે જે દંડ વસૂલ થાય તે.

૩. બોર્ડના તાબાના રસ્તા તથા પુલ ઉપર જે ચીઠ્ઠા (ટોલ) † લેવાતો હોય તેમાંથી અથવા તે ઇજારે આપ્યો હોય તો ઇજારાની રકમમાંથી તે વસૂલ કરવાનું ખર્ચ બાદ જતાં જે ચોખ્ખી ઉપજ રહે તે.

---

+ સને ૧૮૬૯ નો મુંબાઇનો લોકલફંડ એક્ટ જુઓ.

* સને ૧૮૬૮ નો મુંબાઇનો ફેરીઝ એક્ટ જુઓ.

† સને ૧૮૭૫ નો મુંબાઇનો એક્ટ ૩ જો જુઓ.

૪. ઝેરી પદાર્થ વેચવાની પરવાનગીની ફી,‡ તથા તે બાબતમાં જે દંડ કે ગુન્હેગારીની રકમ આવે તે.

૫. રેતી લેઈજવાની તથા ખાણુ ખોદી પત્થર કાઢી લેઇ જવાની પરવાનગીની + ફીની ઉપજ થાય તે.

૬. ઢોરના ડબાની ઉપજનો જે ભાગ * લોકલફંડ ખાતે જમે થાય તે, અથવા ખાનગી માણસોએ આપેલી રકમો.

૭. બીજી જે રકમો આ કાયદા પ્રમાણે વસૂલ થાય તે.

### ઉપજ ઉપર દરેક બોર્ડનો અધિકાર.

એ તમામ ઉપજ લોકલફંડ ખાતે સરકાર ત્રીજોરીમાં જમાં થશે. આખા જીલ્લાની એવી ઉપજમાંથી જીલ્લા લોકલબોર્ડના અખત્યારમાં કેટલી રહેવાની અને તાલુકા લોકલબોર્ડના અખત્યારમાં કેટલી રહેવાની તે બાબતમાં કેટલાક જાણવા જોગ નિયમો છે

આખા જીલ્લામાં ઉપજની રકમ ૧ પ્રમાણે જે પૈસા વસૂલ થાય, તેમાંથી જીલ્લામાંની મ્યુનિસિપાલિટિઓ અને લશ્કરી છાવણીઓની હદની જમીનની જે ઉપજ આવી હોય, તેના બે ભાગ અથવા બોર્ડને યોગ્ય લાગે તો આખી ઉપજ મ્યુનિસિપાલિટિને કે તે છાવણીને સોંપવી જોઇએ. સદહુ મ્યુનિસિપાલિટિ કે છાવણી તે રકમના બે ભાગ લોકલબોર્ડને જે કામ કરવાં આવશ્યક છે તે કરવામાં ખર્ચશે, ને બાકીનો એક ભાગ આવશ્યક કામની રકમ ૪ પ્રમાણે વિદ્યાની વૃદ્ધિ તથા પ્રસાર કરવામાં ખર્ચશે. (કલમ ૪૭.)

---

‡ સને ૧૮૬૮ ના મુંબાઈના એક્ટ ૮ ની કલમ ૧૦ મી જુઓ. + સને ૧૮૬૯નો મુંબાઇનો જમીનની મેહેસુલ બાબતનો એકટ ૫ મો જુઓ. * સને ૧૮૮૩ ના એકટ ૧૮ ની કલમ ૧ ની રકમ "ব" જુઓ.

એ પ્રમાણે મ્યુનિસિપાલિટિ તથા છાવણીને ઉપજનો તેમના હક્કનો ભાગ આપતાં પહેલી રકમ પ્રમાણે આવેલી જે ઉપજ રહે તેનો ત્રીજો ભાગ જીલ્લા લોકલબોર્ડના અ- ધિકારમાં રહેશે, ને તે તમામ આખા જીલ્લામાં વિદ્યાની વૃદ્ધિ તથા પ્રસાર કરવામાંજ ખર્ચવામાં આવશે. કારણ કે આખા જીલ્લાના વિદ્યાખાતા ઉપર જીલ્લા લોકલબોર્ડને અધિકાર આપેલો છે. પરંતુ એ ઉપરથી જીલ્લા લોકલબોર્ડ એક તાલુકાની ઉપજ બીજા તાલુકામાં ખર્ચે એમ સમજ- વાનું નથી.

જીલ્લા તથા તેના તાબાનાં લોકલબોર્ડના અમલદારો તથા નોકરો નિમવાનો ને તેમનો પગાર તથા પેન્શન આદિ ઠરાવવાનો + અખત્યાર જીલ્લા લોકલબોર્ડને છે; તેથી લો- કલફંડની ઉપજમાંથી એ સંબંધી ખર્ચ સારૂ જેટલી રકમ જોઇશે, તેટલી રકમ જીલ્લા લોકલબોર્ડ રાખશે. એ પ્રમાણે વિદ્યાખાતાની તથા બીજી રકમ જતાં બાકીની તમામ ઉપજ જે તાલુકામાંથી આવી હશે, તે તાલુકા લોકલબોર્ડના અધિકારમાં રહેશે ને તેની હદમાંના લોકોના લાભ અર્થે ખર્ચવામાં આવશે. દરેક લોકલબોર્ડને જે ઉપજ થશે તથા તેને જે ખર્ચ થશે તેનો હિસાબ રાખવામાં આવશે, અને તે દર વર્ષે તા. ૩૧ મી માર્ચ પછી સરકારી ગેઝીટમાં છપાશે. (કલમ ૫૨.)

**લોકલબોર્ડની સભા અને તેના વહિવટનાં દફતરો.**

લોકલબોર્ડની સભામાં કોઈ પણ માણસને જોવા જવાનો હક્ક છે, અને તેના વહિવટનાં દફતરો જોવાનો પણ સર્વને હક્ક છે. (કલમ. ૩૨)

---

+ જુઓ કલમ ૩૮, ૩૯, ૪૦ અને ૪૬.

ઉપર પ્રમાણે એ કાયદામાંની અગત્યની બાબતો અત્રે આપી છે. તેથી અધિક માહિતી મેળવવાની ઈચ્છા રાખ-નારાઓને તે કાયદો વાંચવાની ભલામણ કરવામાં આવેછે.

## પ્રકરણ ૫ મું.

### મ્યુનિસિપાલિટિ (સુધરાઈ ખાતું).

### સને ૧૮૮૪ નો કાયદો ૨ જો.

જીલ્લા અને તાલુકાના કે પ્રગણાના લોકોના સુખ સારૂ લોકલબોર્ડ સ્થાપ્યાં છે, તેમ શહેરના કે કસ્બાના લો-કોના સુખ સારૂ મ્યુનિસિપાલિટિઓ સ્થાપી છે. એ બંને ખાતાંમાં સ્થાનિક સ્વરાજ્ય સ્થાપવાનો ઠરાવ થવાથી જેમ લોકલબોર્ડ સારૂ સને ૧૮૮૪ નો કાયદો ૧ લો મુંબાઈ સ-રકારે કર્યો, તેમ મ્યુનિસિપાલિટિઓ સારૂ સને ૧૮૮૪ નો કાયદો ૨ જો કર્યો છે. આજ સૂધી મ્યુનિસિપાલિટિની સ્થા-પના અને વહિવટ સને ૧૮૭૩ ના મુંબાઈના કાયદા ૬ ઠ્ઠા પ્રમાણે થતાં, તેમાં ફેરફાર કરવા એ કાયદો કરવામાં આ-વ્યો છે; તેથી હવેથી તેની સ્થાપના તથા વહિવટ સને ૧૮૭૩ ના ૬ ઠ્ઠા કાયદાનો જેટલો ભાગ રદ્દ થયો નથી તેટલા ભાગ પ્રમાણે તથા એ નવા કાયદા પ્રમાણે થવાનાં. તેથી તે કાયદાઓના આધારપરથી મ્યુનિસિપાલિટિની સ્થાપના, તેની રચના, તેના મેંબરોની નીમનોક, તેનાં કર્તવ્ય કર્મો, અને તેની મરજી હોય તો કરવાનાં કામો એ આદિ બાબતો ટૂંકામાં લખી છે.

#### સ્થાપના.

કોઈ શહેર કે કસ્બામાં મ્યુનિસિપાલિટિની સ્થાપના

થઈ શકે, અને તે શહેર કે કસ્બાની આસપાસનાં એક એક માઈલ ફરતાં પરાં કે ગામડાં પણ તેની હદમાં નાંખી શકાય. પરંતુ જે શહેર કે કસ્બામાં બે હજાર કરતાં ઓછાં માણુસની વસ્તી હોય, તે શહેર કે કસ્બામાં આવી મ્યુનિસિપાલિટિ સ્થાપન થઈ શકે નહિ. (કલમ ૯.)

વળી કોઈ જગાએ અમુક વખતે મેળા કે જાત્રા ભરાતાં હોય, તે જગાએ મેળા કે જાત્રાના સમય સૂધી મ્યુનિસિપાલિટિ સ્થાપન કરવાનો સરકારને અખત્યાર છે.

### રચના.

મ્યુનિસિપાલિટિની રચના એ કાયદામાં નીચે પ્રમાણે કરવા ઠરાવ્યું છેઃ—

૧. (એક) અધ્યક્ષ.

૨. ઓછામાં ઓછા અર્ધા કમિશનરો (સભાસદો) રૈયતના ચૂંટી કાઢેલા અથવા પસંદ કરેલા.

૩. બીજા અર્ધા સરકારના નિમેલા કમિશનરો, તેમાં ઓછામાં ઓછા નીમે ભાગના સરકારના પગારદાર નોકરો× ન હોય તેઓને નિમવા જોઇએ.

### ચૂંટણીથી નિમવા લાયક માણસો.

રૈયતને ઓછામાં ઓછા અર્ધા કમિશનરો ચૂંટી કાઢી નિમવાનો હક્ક આપેલો છે, પરંતુ તે ઉપરથી હરકોઈ માણસને કમિશનર નિમી શકાય અને કોઈ પણ માણસ નિમી શકે એમ સમજવાનું નથી. પ્રજામાંના જે લોકો એવા હક્ક ભોગવવાને લાયક સરકારને માલૂમ પડ્યા, તેઓને તે હક્ક આપેલા છે. નીચે લખેલા માણસોને કમિશનર થવાને અને

× પેન્શનરને સરકારનો પગારદાર નોકર એ કાયદામાં ગણેલો નથી.

કમિશનર ચૂંટી કાઢવાનો મત આપવાને લાયક ઠરાવ્યા છે. (કલમ. ૧૨, રકમ. 'ક'.)

૧. કોઇ પણ યુનિવર્સિટિનો દરેક ફેલો × અને દરેક ગ્રાજ્યુએટ. *

૨. હાય કોર્ટની સનદવાળો દરેક વકીલ.

૩. દરેક જ્યૂરર.

૪. દરેક આસેસર.

૫. દરેક આનરરી માજીસ્ટ્રેટ.

૬ ‡ મ્યુનિસિપાલિટિના કરની જે રકમ સરકાર મુકરર કરે તે રકમ જેટલો કે તેથી વધારે કર ભરનારા તે મ્યુનિસિપાલિટિની હદમાં રહેનારા માણસો.

## કમિશનર થવાને નાલાયક માણસો.

ઉપર કમિશનર થવાને લાયક છ વર્ગના માણસો બતાવ્યા, પરંતુ તે છએ વર્ગમાંથી નીચે લખેલા માણસોને નાલાયક ઠરાવી બાતલ કર્યા છે:—

---

× ફેલોની માનદ પદ્વી છે તે જે ગૃહસ્થોને મળી હોય તે ગૃહસ્થો.

* ગ્રાજ્યુએટ એટલે જે બી० એ० ની, કાયદાની એલ-એલ० બી० ની, દાકતરની એલ० એમ० એન્ડ એસ० ની, એન્જીનીયરીંગમાં એલ० સી० ઈ० ની, અને સાયન્સ (વિદ્યા) માં બી० એસ० સી० ની અથવા તે કરતાં ઉંચા દરજ્જાની પરીક્ષામાં પાસ થયા હોય તે ગૃહસ્થો.

‡ ગૂજરાતમાં મ્યુનિસિપાલિટિ કેટલી કાયમ કરી, ને તે દરેકમાં આ નિયમ પ્રમાણે કેટલો કર ભરનારાને કમિશનર થવા લાયક ઠરાવ્યા છે, ને તે દરેકમાં કેટલા જીલ્લા (વાર્ડ) કરેલા છે, તે પરિશિષ્ટ ૨ જામાં બાતાવ્યું છે.

૧. કોઇ પણ સ્ત્રી.

૨. જે માણસની ઉમર એકવિશ વર્ષ કરતાં ઓછી હોય તે માણસ.

૩. જે ડિસ્ટ્રિકટ જજ્જ અને સબૉર્ડિનેટ જજ્જ હોય તે, અથવા તેમાંના કોઇ પણ હોદ્દાનું કામ કરનાર હોય તે.

૪. જેના ઉપર ધરમેળે સમાધાન્ન થઇ ન શકે એવો ગુન્હો શાબીત થયો હશે, અને તે ઠરાવ આખર સૂધી બહાલ રહ્યો હશે, તો તે માણસ.

૫. જે દેવાળીઆને સર્ટિફિકેટ ન મળ્યું હોય, અથવા જે નાદારને છોડી ન મૂકયો હોય તે દેવાળીઓ કે નાદાર.

૬. જે તેજ મ્યુનિસિપાલિટિના તાબામાં નોકર કે અમલદાર હોય તે.

૭. જેને મ્યુનિસિપાલિટિના કોઈપણ કામમાં અથવા તેની સાથે કરેલા કોઇપણ કરારમાં અથવા તેના તાબાની નોકરીમાં સંબંધ કે હિત હોય તે માણસો. તે સંબંધ કે હિત સ્પષ્ટ માલૂમ પડતાં ન હોય, તો પણ તે નાલાયક છે.

સિવાય કોઇ મનુષ્ય કમિશનર થયા પછી ઉપર લખેલાં કોઇપણ કારણથી નાલાયક ઠરે, અથવા તે પગારદાર નોકર નહિ છતાં મ્યુનિસિપાલિટિ જે ડિસ્ટ્રિકટમાં સ્થાપી છે, તે ડિસ્ટ્રિકટમાંથી લાગટ ચાર માસ સૂધી ગેરહાજર રહે, તો તેપણ નાલાયક ગણાશે ને તેની જગા ખાલી પડશે. (કલમ. ૧૬.)

એ પ્રમાણે થવાથી અથવા કોઈ કમિશનરના મર્ણથી કે રાજીનામું આપવાથી જો કોઇ કમિશનરની જગા ખાલી પડશે, તો તેની જગાએ બીજો નિમવામાં આવશે. ખાલી પડેલી જગા સરકારથી નિમાયલા કમિશનરની હશે, તો તે જગાએ નવો કમિશનર સરકાર નિમશે, ને તે જો

પ્રજામતથી નિમાયલાની હશે, તો નવો કમિશનર પ્રજા-મતથી નિમાશે. (કલમ ૧૯.)

**હોદ્દાની મુદત.**

સરકારથી નિમાયલા, અને ચૂંટી કાઢી નિમેલા કમિ-શનરો તથા અધ્યક્ષ અને ઉપાધ્યક્ષ ત્રણ વર્ષ સૂધી હોદ્દો ભોગવશે. (કલમ ૧૮.). પરંતુ ત્રણ વર્ષ પછી તેના તે ક-મિશનરોને ફરી નિમવાને કંઇ હરકત નથી. (કલમ ૧૭.)

**ચૂંટણી વખતે મત આપવાને નાલાયક માણસો.**

ચૂંટણી વખતે મત આપવાને લાયક પણ છ વર્ગના ઉપર બતાવ્યા તેજ માણસો છે; ને તેમાં સ્ત્રી અને પુરૂષ બંને આવી જાયછે. માત્ર જે સ્ત્રી કે પુરૂષની ઉમર એક-વીશ વર્ષથી ઓછી હશે, તેને તે હકક આપ્યો નથી. (ક-લમ ૨૨.)

**ચૂંટણી વિષે વાંધો.**

કોઇ માણસની ચૂંટણી થાય તે વિષે કોઇ મત આ-પવા લાયક હોય તેવા અથવા કમિશનર થવા લાયક હોય તેવા કોઇને વાંધો હોય. તો તેણે ચૂંટણીનું પરિણામ પ્રસિદ્ધ થયાની તારીખથી દશ દિવસની અંદર ડીસ્ટ્રીક્ટ જજ્જ ને તે વિષે અરજ કરવી. તે અમલદાર તે ઉપરથી તપાસ કરી ચૂંટણીની બાબત જે ઠરાવ કરશે, તે આખરનો ગ-ણાશે. (કલમ ૨૩.)

**અધ્યક્ષ અને ઉપાધ્યક્ષ.**

અધ્યક્ષની નિમનોક સરકાર કરશે. પરંતુ પોતામાંથી પસંદ કરી અધ્યક્ષ ઠરાવવાનો અધિકાર † કોઇ મ્યુનિસિ-

† મુંબાઇ ઇલાકાની કોઇપણ મ્યુનિસિપાલિટિ એ અધિ-કારને લાયક સરકારની નજરમાં આવી નથી, માટે તેવો અધિકાર કોઇને આપ્યો નથી.

પાલિટિના કમિશનરોને આપવાને સરકાર મુખત્યાર છે. (કલમ ૨૪.)

જો અધ્યક્ષ સરકારનો પગારદાર નોકર હશે, તો કમિશનરો પોતામાંથી એકને સરકારની મંજુરીથી ઉપાધ્યક્ષ નિમશે. એ કાયદામાં અધ્યક્ષને નીચે પ્રમાણે અધિકાર આપેલો છેઃ—

૧. તે હમેશાં અધ્યક્ષસ્થાને બેસશે.

૨. મ્યુનિસિપાલિટિના ઉપજ, ખર્ચ તથા વહિવટ સંબંધી તે દેખરેખ રાખશે, અને જે વહિવટી કામ કરવાનો અખત્યાર મ્યુનિસિપાલિટિને હશે, તે કરશે.

૩. મ્યુનિસિપાલિટિના અમલદારો અને નોકરોના કામકાજ ઉપર તે દેખરેખ રાખશે. તેમનાં વહિવટી કામ, હિસાબ અને દફતરો તે તપાસશે; અને મ્યુનિસિપાલિટિના નિયમોને અનુસરીને તેના અમલદારો તથા નોકરોની નોકરી, તેમનો પગાર, તેમના હક્ક અને તેમના લવાજમ સંબંધી તકરારોનો નિવેડો કરશે.

૪. કલેકટરને મ્યુનિસિપાલિટિના ઠરાવોની નકલ અને તેના કાગળપત્રનો સાર અથવા બીજી જે કંઇ વસ્તુ મોકલવી જોઇએ તે મોકલશે.

૫. અધ્યક્ષ જો સરકારી નોકર હશે, અને જો તે સરકારથી નિમાયો હશે, તો કમિશનરોની સભા વખતે તેને મત આપવાનો અધિકાર નથી; પરંતુ કોઇ વાતનો નિર્ણય કરતાં બે પક્ષમાં સમાન્ મત આવે તો અધ્યક્ષનો મત લેઇ એ વાતનો નિર્ણય કરવાનો ઠરાવ છે.

(કલમ. ૨૫.)

દરેક મ્યુનિસિપાલિટિમાં અધ્યક્ષ નિમાશે, પરંતુ ઉપાધ્યક્ષ કેટલીક મ્યુનિસિપાલિટિમાં નિમવાની જરૂર પડે,

અને કેટલીકમાં ન પણ પડે. * જ્યાં તે નિમાય ત્યાં તેને નીચે પ્રમાણે અધિકાર છેઃ—

૧. અધ્યક્ષ ગેરહાજર હોય, ત્યારે તેને સ્થાને બેસવું.

૨. અધ્યક્ષ કામ સોંપે તે કરવાં.

(કલમ. ૨૬.)

## વહિવટ.

મ્યુનિસિપાલિટિનો વહિવટ ચલાવવાના કેટલાક નિયમ એ કાયદામાં કરેલા છે, તેમાંના માત્ર જે અગત્યના છે તે અત્રે લખ્યા છે.

૧. દર વર્ષે જાનેવારી, એપ્રીલ, જુલાઇ અને અકટોબર એ દરેક માસની દશમી તારીખે અથવા તે સમયમાં કમિશનરોની ચાર સભાઓ થશે; પરંતુ કોઈપણ ડુંગરી ઉપર મ્યુનિસિપાલિટિ હોય, તો ત્યાં માત્ર એપ્રીલ માસની દશમી તારીખે અથવા તે સમયમાં એક, અને ઓછામાં ઓછી એક બીજી એમ બે સભાઓ મળશે.

૨. અધ્યક્ષની મરજી હશે, અથવા ઓછામાં ઓછા એક ચતુર્થાંશ કમિશનરો કહેશે, તો વિશેષ્ય સભા બોલાવવામાં આવશે.

૩. ત્રિમાસિક સભા ક્યાં અને કયારે મળશે, અને ત્યાં શું શું કામ કરવાનું છે, તે વાતની ઓછામાં ઓછા સાત દહાડા પહેલાં કમિશનરોને ખબર આપવી જોઇએ. અને વિશેષ્ય સભા બોલાવવી હોય તો ત્રણ દહાડા પહેલાં ખબર આપવી જોઈએ.

---

* હાલ બધી મ્યુનિસિપાલિટિમાં અધ્યક્ષ સરકાર નિમશે, માટે દરેક મ્યુનિસિપાલિટિમાં ઉપાધ્યક્ષ નિમવાનો કમિશનરોને હક્ક છે. (જુઓ પરિશિષ્ટ.)

૪. અર્ધ કરતાં ઓછા કમિશનરો હાજર હશે, તો કામ ચાલશે નહિ, ને સભા મુલ્તવી રાખવી પડશે. બીજી વખતે એટલા કમિશનરો હાજર નહિ હોય, તોપણ પહેલી સભાનું કામ ચાલશે.

૫. દરેક સભા વખતે સર્વ લોકને હાજર રહેવાનો હક્ક છે, પરંતુ કંઇ તજવીજ છાની કરવાની જરૂર હશે, તો અધ્યક્ષ તે પ્રમાણે કરવા મુખત્યાર છે. વળી કામ ચાલતાં જે હરકત કરે તેને પણ કાઢી મૂકી શકાય.

૬. કોઇ કમિશનરની મરજી સભા આગળ કંઈ દરખાસ્ત રજુ કરવાની હશે, તો તેણે સભા ભરવાની તારીખના દશ દિવસ પહેલાં તે વાતની ખબર આપવી જોઈએ, નહિતો તે દરખાસ્ત સભા આગળ રજુ કરવાં દેવામાં આવશે નહિ.

૭. મ્યુનિસિપાલિટિનાં દફ્તરો સર્વ લોકને જોવાનો અધિકાર છે. એ સિવાય બીજા પણ કેટલાક નિયમો કલમ ૨૭ માં લખેલા છે, તે જોવાથી માલૂમ પડશે.

## મ્યુનિસિપાલિટિના ધર્મ.

મ્યુનિસિપાલિટિના પૈસામાંથી લોકોના હિતનાં નીચે લખેલાં કામ કરવાં જોઇએઃ—

૧. સાર્વજનિક મેહેલ્લામાં, જગામાં અને ઇમારતોમાં દીવા કરવા.

૨. સાર્વજનિક મેહેલ્લામાં અને જગામાં પાણીનો છંટકાવ કરવો.

૩. સાર્વજનિક મેહેલ્લા, જગા અને મોટી નીકો સાફ રાખવી; તથા કચરો વળાવવો, ઉપદ્રવકારક ખરસલુ ઊગ્યું હોય તે કાઢી નાંખવું, અને સઘળાં લોકાપકારક કૃત્ય ઓછાં કરવાં.

૪. આગ લાગે તે હોલવવી, અને જ્યારે આગ લાગે ત્યારે જીંદગીનો તથા માલ મિલ્કતનો બચાવ કરવો.

૫. ઉપદ્રવકારક અથવા ભય ભરેલા વ્યાપાર અને કામ નિયમિત અને ઓછાં કરવાં.

૬. સાર્વજનિક રસ્તા અને જગાઓનાં નડતર અને તે ઉપર જે કંઈ બહાર પડતું હોય, તે કાઢી નંખાવવું.

૭. ભય ભરેલી ઈમારતો અથવા જગાઓથી ઉત્પંન થતો ભય ટાળવો, અથવા તે કાઢી નંખાવવી અને તંદુરસ્તી બગાડે એવી જગા સુધારવી.

૮. મૂડદાંની વ્યવસ્થા કરવાની જગા કરી આપવી, તે ફેરવવી, અને તે સંબંધી નિયમ કરવા.

૯. સાર્વજનિક રસ્તા, પુલો, બંધ, નળો ઉપર કમાનદાર રસ્તા, મ્યુનિસિપાલિટિની હદનાં નિશાન, બજાર, કસાઈખાનાં, સેતખાનાં, જાજરૂ, પેશાબખાનાં, મોરીઓ, મોટી નીકો, ને તેનું બાંધણીનું કામ, નવાણો, ધોવાની જગાઓ, પાણી પીવાના ક્યારા, તળાવ, વાવ કે કૂવા, બંધ અને એવી જગાઓ બાંધવી, તેમાં ફેરફાર કરવો અને તે નિભાવી રાખવાં.

૧૦. પાણી ઓછું હોવાને લીધે, અથવા રોગિષ્ટ હોવાને લીધે લોકોની તંદુરસ્તીને ભય હોય, તે ટાળવા સારૂ યોગ્ય અને જોઈએ તેટલા પાણીની આંવક અથવા ખૂટતા પાણીની આવક વાજબી ખર્ચે કરી આપવી.

૧૧. મેહેલ્લાનાં નામ આપવાં અને ઘરોના નંબર પાડવા.

૧૨. લોકોને શીળી કાઢવી, અને જન્મ તથા મર્ણની નોંધ રાખવી.

૧૩. સાર્વજનિક હાસ્પીતાલો અને દવાખાનાં સ્થાપવાં અને તે નિભાવવાં, અને સઘળા લોકોનાં ઓસડ વેસડ કરવાં.

૧૪. ચેપી રોગના સમયમાં માંદાં માણુસોના ઔષધની

અને રહેવા વગેરેની વિશેષ સગવડ કરી આપવી.

૧૫. મધ્યમ વર્ગની અને હલકા દરજ્જાની નિશાળો સ્થાપવી, અને નિભાવવી.

૧૬. જે મકાનો, ઈમારતો, નિશાળો વગેરે મ્યુનિસિપાલિટિને ખર્ચે બંધાયાં હોય, તે કબજે રાખી તેમનો વહીવટ કરવો.

મ્યુનિસિપાલિટિને એટલાં કામં કરવાં આવશ્યક છે. તે સિવાય મ્યુનિસિપાલિટિની મરજી હોય, અને આવક પહોંચતો હોય, તો જે કામો કરી શકાય એવાં છે, તે હવે ગણાવવામાં આવેછે.

૧. સાર્વજનિક બાગ, બગીચા, વાડીઓ. પુસ્તકાલયો, સંગ્રહસ્થાનો, વિદ્યાશાળાઓ (કાલેજો), ઉપર ગણાવી તે સિવાયની નિશાળો, ગાંડાંના આશ્રમો, મોટાં દિવાનખાનાં (હાલ), કચેરીઓ, ધર્મશાળાઓ, વિસામા, અને એવી બીજી સાર્વજનિક ઈમારતો બાંધવી અને તે નિભાવવી.

૨. રસ્તાની આજુબાજુએ અને બીજી જગાએ ઝાડ વાવી ઉછેરવાં, અને તે નિભાવવાં.

૩. વસ્તીની ગણતરી કરાવવી, અને લોકોની તંદુરસ્તી સારી રહે એવા કાયદાસર ઈલાજ કરવા.

૪. દુકાળમાં અથવા ખરડીઆમાં લોકોને મદદ કરવી, અને તેમને મદદ મળે એવાં કામોકરવાં તથા નિભાવવાં.

૫. જરીફ કે માપણી કરવી.

૬. લોકોનો બચાવ થાય, અને તેમની તંદુરસ્તી, સોઈ, અથવા કેળવણી જેથી વધે એવાં કામ કરવાં.

## મ્યુનિસિપાલિટિની પેદાશ અને તેના રસ્તા.

મ્યુનિસિપાલિટિની હદમાં રહેનારા લોકોનાં હિતનાં એ

કૃત્યો છે, ને તે કરવાથી તે લોકોની તંદુરસ્તી સચવાવાનો, તેમના જાનમાલનું રક્ષણ થવાનો, અને તેમની કેળવણીનો વધારો થવાનો સંભવ છે, માટે તે કરવા સારૂ પૈસા જોઇએ, તે એજ લોકો પાસેથી જૂદે જૂદે પ્રકારે વસૂલ કરી ઉપાર્જન કરવામાં આવેછે. મ્યુનિસિપાલિટિની જમીનનું ભાડું લેવામાં આવેછે, થોડી મુદ્દત સૂધી સાર્વજનિક રસ્તાનું રોકાણ કરવા દેવા સારૂ લવાજમ લીધામાં આવેછે, દરવાજે કે નાકે નાકું લીધામાં આવેછે, માલ ઉપર જકાત લીધામાં આવેછે, પૈસા ખર્ચી સ્વચ્છ અને સાફ રસ્તા કર્યા હોય, તે પર ફરનાર વાહન ઉપર કર નાંખવામાં આવેછે, અને ઘરવેરો, જાજરૂવેરો, પાણીવેરો, એ આદિ વેરા નાંખવામાં આવેછે, તે બધાની ઉપજ મ્યુનિસિપાલિટિ ખાતામાં જવાની.

જ્યારે મ્યુનિસિપાલિટિને કંઈ કર કે વેરો નાંખવો હોયછે, ત્યારે તે કર કે વેરાની બાબતનું અને તેના સ્વરૂપનું એક જાહેરનામું પ્રસિદ્ધ કરવામાં આવેછે. તે પ્રસિદ્ધ થયાની તારીખથી પંદર દિવસની અંદર જેઓને હરકત બતાવવી હોય, તેઓએ તે લખી મોકલવી; ને તે મુદ્દત વિત્યે તે હરકતનો વિચાર કરી તે સંબંધી સરકાર ઠરાવ કરશે. એ પ્રમાણે મ્યુનિસિપાલિટિ સંબંધી અગત્યની બાબતો અત્રે આપી છે, તેથી અધિક માહિતી મેળવવી હોય, તો તે કાયદા વાંચવાથી મળી આવશે.

---

## પ્રકરણ ૬ ઠું.

### જ્યૂરી (પંચ.)

સ્વ-રાજ્યની પદ્ધતિમાં પ્રજા-મતનુ .. માન્ય છે. આ-

ખું રાજ્ય પ્રજામતથી ન ચાલતું હોય, ત્યારે રાજ્યનાં જૂદાં જૂદાં, ખાતાંમાં સ્થાનિક પ્રજાના મત લેવાની રીતિ દાખલ કરવામાં આવેછે, તે પ્રમાણે આપણને હાલ સ્થાનિક સ્વ-રાજ્યનો હક્ક આપવામાં આવ્યો છે. શહેરો, કસ્બા, અને પ્રગણાના લોકોના સુખ સારૂ જે ખાતાં સ્થાપવામાં આવ્યાં છે, તે ખાતાંના વહિવટદારો નિમવાની બાબતમાં આપણને કેટલે દરજ્જે એ ઉત્તમ હક્ક આપવામાં આવ્યો છે, તે વાત લખવામાં આવી. હવે આ પ્રકરણમાં ઇનસાફના કામમાં પ્રજા-મતનું વજન કેટલું છે, તે લખવામાં આવશે.

દરેક ખાતાનો વહિવટ સ્થાનિક પ્રજાના મતથી નિમાયલા માણસો કરે, તો જેમ સારો થવાનો સંભવ છે, તેમ ઇનસાફ પણ જો સ્થાનિક પ્રજાના મતથી કરવામાં આવે, તો તે વાજબી થવાનો સંભવ વધારે છે. માટે ઘણા દેશોમાં ન્યાયના કામમાં પ્રજામત લેવાની જૂદી જૂદી યોજનાઓ કરેલી હોયછે. કેટલાક દેશોમાં તમામ તકરારોનો નિકાલ પંચ રાખી કરવામાં આવેછે. આપણા દેશમાં તેવો હક્ક હજી સૂધી કોઈ ઠેકાણે આપવામાં આવ્યો નથી. ઈનસાફના કામના દીવાની અને ફોજદારી એવા બે વર્ગ છે; તેમાં દીવાની કામનો ઇનસાફ આપણા દેશમાં બધે ઠેકાણે સરકારના નિમેલા ન્યાયાધિશો કરેછે. પરંતુ ફોજદારી કામોમાં કેટલેક ઠેકાણે પ્રજામત પ્રમાણે ન્યાય કરવાની પદ્ધતિ સ્થાપી છે. પ્રજામાંના કેટલાક માણસોને જજ્જ (ન્યાયાધિશ) પોતાની પાસે બેસાડે છે, ને તે બધા મળી ઈનસાફનું કામ કરેછે. પ્રજાના જે માણસો એ પ્રમાણે ઈનસાફ કરવા બેસે છે, તેઓને પંચ અથવા જ્યૂરર કહેછે.

હિંદુસ્તાનમાંની હાયકોર્ટોમાં ફોજદારી કામોનો ઈન-સાફ જ્યૂરીથી કરવાની પદ્ધતિ કેટલીક મુદ્દતથી સ્થાપન થઈ છે. તેથી કલકત્તા, મુંબાઈ, મદ્રાસ અને અલ્હાબાદ એ શહેરોના લોકોને જ્યૂરીના ઈનસાફનો હક્ક મળ્યો છે. પરંતુ તે સિવાય બીજા થોડાજ લોકોને તે હક્ક આપવામાં આવ્યો હતો. આપણા આખા મુંબાઇ ઈલાકામાં માત્ર પુનાની પ્રજાને તે હક્ક× આપ્યો હતો. હાલમાં અમદાવાદ જીલ્લાના, બેલગામ જીલ્લાના, થાણા જીલ્લાના અને કરાંચી શહેરના લોકોને તે હક્ક સરકારે આપ્યો છે. હજી પણ તે શહેરોની સેશન્સ કોર્ટમાં જેટલાં ફોજદારી કામ ચાલે તેટલાં બધાંનો ઈનસાફ જ્યૂરીની મદદથી થવાનો ઠરાવ થયો નથી. અમદાવાદમાં માત્ર જે ગુન્હાને માટે મોતની શિક્ષા થઈ શકે તેવા ગુન્હાનો અને બીજાં શહેરોમાં તેવા* ગુન્હા તથા દશ વર્ષ ઉપરાંતની કેદની કે કાળાપાણીની શિક્ષા થઇ શકે તેવા ગુન્હાનો† ઈન્સાફ જ્યૂરીની મદદથી કરવાનો ઠરાવ થયો છે.

હાયકોર્ટમાં જ્યૂરીમાં નવ માણસો બેસાડવામાં આવેછે, પરંતુ પ્રગણામાં સેશન્સ કોર્ટમાં ત્રણ, પાંચ, સાત, કે નવ માણસ બેસાડવાનો ઠરાવ છે.

---

× મોતની શિક્ષા થઇ શકે અને દશ વર્ષની કે તેથી વધારે કેદની શિક્ષા થઈ શકે તેવા ગુન્હાનો ઈનસાફ જ્યૂરીથી કરવાનો તે શહેરમાં ઠરાવ સને ૧૮૭૫ ની સાલથી થયો છે. * જુઓ સને ૧૮૮૪ ની સાલના સરકારી ગેજીટના ભાગ ૧ લાનું પૃષ્ટ ૭૦૮. † જુઓ મુંબાઇનું સરકારી ગેજીટ, ભાગ ૧લો, પૃષ્ટ ૫૮૪; તેજ પત્રનું પૃષ્ટ ૨૯૦; સને ૧૮૮૫. સને ૧૮૮૫ નંબર ૩૦૦૩.

